બાદશાહી સામે બહારવટું ખેડનાર

# જેસો અને વેજો



# રા' જેસાજી અને વેજાજી

ગુજરાતના બળવાન બાદશાહ મહમદ બેગડા સામે
બહાદુરીભર્યું બહારવટું આદરી જાગીર મેળવનાર
સોરઠના બે બહાદુર બહારવટીઆઓની વાર્તા.




લેખક:

કવિ શિવસિંહ કાળુભાઈ વાળા,

ભાવનગર.





પ્રકાશક:

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર

ત્રણ દરવાજા-અમદાવાદ.





આવૃત્તી ૧ લી. સને ૧૯૩૭ પ્રત ૬૦૦૦

'વસંત' પ્રિન્ટીંગ પ્રેસમાં ચીમનલાલ ઈશ્વરલાલ મહેતાએ
છાપ્યું. ઠે. ઘીકાંટા રોડ, ઘેલાભાઈની વાડી-અમદાવાદ.

કીં. રૂ. ૦-૪-૦

# પ્રસ્તાવના



કાઠિયાવાડના વાર્તાકારો, મીર, તુરી, ભાટચારણો વિગેરે જેસાવેજાની વાર્તા એ રીતે કહે છે કે, "તેઓ જુનાગઢના રા' મંડળીક સ્હામે બહારવટે હતા, જુનાગઢ મુસલમાનોને હાથ જતા તેઓએ મહમદ બેગડા તરફથી જે થાણદાર નીમાયો હતો તેની સાથે બહારવટું શરૂ રાખ્યું હતું." એ વૃતાંત્ત અસંભવીત છે, વળી તેઓ જેસા વેજાને નવઘણ બીજાના પાટવી પુત્ર સરતાનસિંહ કિંવા શેરસિંહના વંશજ જણાવે છે તે પણ બરાબર નથી, સરવૈયા રા' નવઘણના ત્રીજા પુત્ર સરવાણજીના વંશજો છે, તે સરવાણજીની ત્રીજી પેઢીએ નહિં, કિંતુ ઘણી પેઢીએ જેસો વેજો થયા.

માંગડાવાળાની વાત જેસા વેજાની વાત સાથે જોડાયેલી છે તે વાતને જેસા વેજા સાથે જેટલો સંબંધ છે તેટલોજ ભાગ અત્રે આપવામાં આવેલ છે, આથી વિશેષ ખુલાસાની અગત્ય નથી.

લી:

કવિ શીવસીંહ કાળુભાઈ.



શ્રી સરસ્વત્યૈનમઃ

# રા' જેસાજી અને વેજાજી

## સોરઠના બે બહાદુર બહારવટીઆઓની બાંધવ બેલડી.

### પ્રકરણ ૧ લું.

#### સરવૈયા

ધાકે ધરા ધ્રુજવે, હાકેથી હિંદવાણ;
શુરા નર સોરઠરા, સરવૈયા સિંહાણ.

શૌર્યવીરોની જન્મદાત્રી સોરઠભૂમિને સિંહાસને એક એકથી ચડીયાતા શૌર્યશાળી સમ્રાટો વિરાજી ગયા છે. રા' ગ્રહરિપૂ મહિપાળ દહિયાસ, કવાટ અને નવઘણના નામો ભારતવર્ષના ઇતિહાસ પૃષ્ટોમાં અમ્મરતાને અક્ષરે અંકીત થએલા છે. રા'નવઘણ બીજો તેના પૂર્વજ નવઘણ પહેલા જેવો પરાક્રમી, શુરવીર અને સાહસિક હતો પરંતુ તેનો સ્વભાવ તામસી હોઈ વખતો વખત ઉશ્કેરાઇ જતો. એ સ્વભાવને વશ હોવાથી તેના જીવનમાં તેણે અનેક અવીચારી કાર્યો કરી નાખ્યા હતા. જ્યારે સોલંકી સમ્રાટ સિદ્ધરાજ જયસિંહના ભયથી સમસ્ત ભારતવર્ષ ખળભળી ઉઠયું હતું જ્યારે તેની આગળ અનેક બળવાન રાજાધિરાજોએ મસ્તકો ઝુકાવ્યા હતા ત્યારે નવઘણ બીજાએ તેની સામે યુદ્ધમાં ઉતરવાનું સાહસ ખેડયું હતું, પરિણામે નળકાંઠા આગળ

સિદ્ધરાજ સ્હામે લડતા તેનો પરાજય થયો, તે સિદ્ધરાજનો કેદી થઈ પડયો, તે વખતે પરાજય પામેલા રાજાની રીત મુજબ તેને માથે બળતી સગડી મુકી મૂખમાં ઘાસનું તરણું લઇ સિદ્ધરાજની માફી માગવી પડી હતી, તેની તે સમયની દયાજનક સ્થિતી અવલોકી પાટણના રાજકવી શંકરબારોટે તેની ખરાબ કવિતા ગાઇ સંભળાવી તે સાંભળી રા' ના હૃદયમાં અસીમ ક્રોધ ઉત્પન્ન થયો, તેણે તે વખતેજ મનોગત પ્રતિજ્ઞા કરી કે, "પાટણનાં કિલ્લાના કમાડ ઉતારી જઇ મારા ઉપર કોટના કિલ્લાને ચડાવીશ અને આ શંકરબારોટના ગાલ ચીરી નાખીશ ત્યારેજ હું આજના અપમાનને ભૂલીશ. સિદ્ધરાજે તેની પાસે માફી મગાવી છુટો કર્યો. રા' જુનાગઢ ગયો તે પછી તેણે ઉમેટાના મહીડા ઠાકોરની કુંવરીનું માગુ કર્યું હતું. મહીડાએ તેની સાથે પોતાની પુત્રિ પરણાવવા ના કહેવરાવી તેથી રા' એકલો એક ચપળ અશ્વપર આરૂઢ થઇ ઉમેટા ગયો અને મહીડા ઠાકોરની કુંવરીનું હરણ કરી જુનાગઢ તરફ ન્હાસી છુટયો; તેની પાછળ મહીડો ઠાકોર થયો પણ રા' પકડાયો નહિ. તે ભાગતો ભાગતો મહીડા ઠાકોરને કહેતો ગયો કે મહીડા! તારૂં માથું કાપીને તારા રૂધીરે ખરડાયેલી તલવાર મહી નદીમાં ધોઇશ તે દિવસે મારી પ્રતિજ્ઞા પૂર્ણ થશે. રા' ઉમેટાના લશ્કરને પાછળ રાખી સહીસલામત સૌરાષ્ટ્રમાં આવી પહોંચ્યો. પંચાળ ધરતીમાં તે વખતે કોઇ મહીડાઠાકોરનું રાજ્ય હતું તે ઠાકોર હંસરાજ મહીડો જસદણ નજીક ભોંયરાનો કિલ્લો બંધાવતો હતો. જ્યારે રા' તે સ્થળેથી નિકળ્યો ત્યારે તેણે કહ્યું કે નવઘણ તું મારા ભાયાતની પુત્રિનું હરણ કરી જાય છો પણ શું કરૂં મારો કિલ્લો હજુ અધૂરો છે નહિતો હું તારી બરાબર ખબર લઇ નાખત. રા' મૂછે તા દઇ બોલતો ગયો કે "તારા કિલ્લાને હું પાયામાંથી તોડી પાડીશ." એ રીતે નવઘણે ચાર પ્રતિજ્ઞાઓ કરી

હતી. તે વૃદ્ધ થયે,ા મરણ પથારીએ પડયો, પણ તેનો જીવ જતો નહોતો એથી એના ચાર પૂત્ર રાયધણ, ચંદ્રચૂડ, સરતસાલ અને ખેંગાર તે ચારેએ પૂછ્યું કે બાપુ! તમારો જીવ કેમ જાતો નથી? ત્યારે રા' એ જણાવ્યું: દિકરાઓ! "મેં ચાર પ્રતિજ્ઞાઓ કરી હતી તે હજુ પુરી થઇ નથી, એટલે મારો જીવ જતો નથી વળી એક પાંચમી પ્રતિજ્ઞા મેં અત્યારે ને આ ક્ષણેજ કરી છે."

કઇ પ્રતિજ્ઞાઓ બાપુ? અમોને કહો, અમે પુરી કરીશું. યુવરાજ રાયધણે પૂછ્યું.

"સાંભળો" પાટણના કિલ્લાના કમાંડો લુંટી લાવી આપણા ઉપરકોટને ચડાવી દહેવા. સોલંકીઓના બારોટ શંકરભાટના ગાલ ફાડી નાખવા. ઉમેટાના ઠાકોરના લોહીમાં રંગેલી તલવાર મહી નદીના નીરે ધોવી અને ભોંયરાંનો કિલ્લા તોડી પાડવો. આ ચાર પ્રતિજ્ઞાઓ તમારામાંથી જે તે ચારે પ્રતિજ્ઞાઓનું પૂર્ણ કરવાનું વચન આપે એને મારે મસ્તકેથી રાજમૂકુટ ઉતારી એને મસ્તકે ધારણ કરાવી સોરઠનો સમ્રાટ બનાવી જવો, એ મારી અત્યારની પાંચમી પ્રતિજ્ઞા છે.

રાયધણ, ચંદ્રચૂડ અને સરતસાલ વિચારમાં પડી ગયા. તેઓ ત્રણ કાર્યો કરવાને શક્તિવાન હતા પણ ભાટ, બ્રાહ્મણ તેના ગાલ ફાડવાથી બ્રહ્મહત્યા લાગે એટલે તે કાર્ય કરવા તેઓ તૈયાર થયા નહિ, સૌથી નહાના ખેંગારે જમણા હાથમાં અંજળી લઇ જણાવ્યું: બાપુ! તમારા જીવને ગત્ય કરજો, તમારી ચારે પ્રતિજ્ઞાઓ હું એકલો પુરી કરીશ. એમ બોલીને એણે પિતાના મૂખમાં જળ મૂક્યું. પિતાએ તેને માથે સોરઠનો રાજમૂકુટ મુકી દીધો.

નવઘણનો સ્વર્ગવાસ થયો. ખેંગાર, તેના ત્રણે ભાઇઓને ગિરો

આપી, સોરઠનો રાજાધિરાજ બની ગયો. રાયધણુને ચોસઠ, ચંદ્રચૂડને ભાલ પ્રગણામાં ચોપન અને સરતસાલને છાસઠ એ પ્રમાણે ગામોની જાગિરો આપી. તે પિતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા પાછળ મંડાયો, ઉમેટા જઈ મહીડા ઠાકોરને માર્યો, ભોંયરાનો કિલ્લો તોડી પાડયો, હજી પણ તે તૂટેલી જ હાલતમાં જ પડયો છે, જ્યારે સીદ્ધરાજ માળવાપર ચ્હડાઈ લઈ ગયો હતો ત્યારે ખેંગારે પાટણના કમાડો લઇ આવી ઉપરકોટને ચડાવી દીધા, અને શંકર બારોટને કેદ કરી, જુનાગઢની સભામાં ઉભો રાખી એના મુખમાં એટલી બધી સોનામહોરો ભરી કે, કચેરીમાં બેઠેલા સઘળા મનુષ્યો પોકારી ઉઠયા કે, મહારાજ! હવે રાખો બિચારા ભાટના ગાલ ફાડી નાખ્યા. એટલે ખેંગારે પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ થઈ માની, ભાટને જીવતો જવા દીધો.

ખેંગારના વંશમાં જુનાગઢનું રાજ રહ્યું નહિ. એના વખતમાં જુનાગઢ તાબાના મજેવડી ગામમાં હડમંત કુંભારને ઘરે કોઈ દેવડા રજપૂતની પુત્રી રાણકબા ઉછરતી હતી. તે યુવાન થઇ ત્યારે તે રૂપવતી રાજકુંવરી સાથે ખેંગારને પ્રેમ જામ્યો. એવામાં સિદ્ધરાજે હડમતને પુષ્કળ પૈસા આપી રાણક સાથે પોતાનું વેશવાળ કર્યું. પણ ખેંગાર રાણકદેવીને હડમતના ઘરમાંથી હરણ કરી જુનાગઢ લઇ ગયો, ત્યાં તેઓના લગ્ન થઈ ગયા તે સમાચાર સાંભળી સીદ્ધરાજ વિશાળ લશ્કર સાથે જુનાગઢપર ચડી આવ્યો. ખેંગાર તેની સામે બંધ કિલ્લે બાર વરસ લગી લડયો, અંતે એના ભાણેજો દેશળ અને વિશળ જેઓ સિદ્ધરાજના ભત્રિજાઓ હતા. તેઓના પ્રપંચથી ખેંગાર મરાયો. સિદ્ધરાજે ખેંગારના બે કુમાર માણેકજી અને ડાયાજીને કત્લ કરાવ્યા ને રાણકને પકડી પાટણ લઈ જતો હતો તે વઢવાણ નજીક ભોગાવાને કિનારે ખેંગારની

પાઘડી ખોળામાં લઇ સતી થઇ, તે સ્થળે હાલમાં તેનું મંદિર છે. તેમાં રાણકદેવડીની પ્રતિમા વિદ્યમાન છે. તે લોકોમાં દેવી તરિકે પૂજાય છે. રા' ખેંગાર અને રાણકદેવડી વિષે નીચેના દુહા સોરઠા બોલાય છે.

આંગણુ આંબો રોપીઓ, શાખ પડી ઘર બહાર;
દૈવે ઉથાપી દેવડી, નહિ નાત્યે કુંભાર.
સોરઠ દેશમાં અવતરી, જાત્ય તણી ચૌહાણ;
રાજા રોહની દીકરી, કરમે થઇ કુંભાર.

સોરઠમાં પાંચાળ ભૂમિ તે ભૂમિમાં કાલડી ગામ તે ગામમાં રોહાજી અથવા રેણુસી નામક દેવડા જાગિરદારને ત્યાં તેનો જન્મ થએલ પણ ખરાબ ગ્રહમાં જન્મવાથી તેના પિતાએ જન્મતા સાથેજ તેને જંગલમાં ફેંકાવી દીધી. મંજેવડીનો કુંભાર માટી ખોદવા નીકળેલ તેને હાથ પડી. તેણે ઘેર લઇ જઈ પુત્રી તરિકે મોટી કરી.

ચપળ બુદ્ધિના ચારણા, ભોળી બુદ્ધિના ભાટ;
ખોળી કાઢી દેવડી, ખેંગારે પાડી વાટ.

રૂપવતી રાણક સાથે પાટણના કવિઓએ સિદ્ધરાજ જયસિંહનું સગપણ કર્યું એટલામાં ખેંગાર તેનું હરણ કરી ગયો, રાણક દેવડીને જુનાગઢમાં પગ મુકતાંજ અપશુકન થયા.

પ્રથમ પોળે પેસતાં, થયો ઠબકો ને ઠેશ;
કાં તો રંડાશે રાણકી, કાં સુનો સોરઠ દેશ.

જુનાગઢના રાજમહેલમાં પગ મુકતા રાણકદેવીને ઠેશ લાગી, એટલામાં ખેંગારની બહેન જે સિદ્ધરાજની ભાભી થતી તેણે રાણકને લાવવા માટે ઠબકો આપવા માંડયો. એ સાંભળીને રાણકે જાણ્યું કે, મારા સૌભાગ્યનો ચૂડો લાંબા વખત લગી અભંગ રહેશે નહિ.

સિદ્ધરાજે ચડાઈ કરી ત્યારે રાણકને તેની નણંદ—દેશળ વિશળની માતાએ નીચેનો ઠબકો આપ્યો હતો.

મારા ગઢ હેઠય, કોણે તંબૂ તાણીઆ?
અધરો મોટા શેઠ, બીજા વરતાઉ વાણીઆ.
કોણ ભરાવે કાન, મઢી છે રાણકદેવની,
જો જાણશે રા'ખેંગાર તો, તાટક કાન તોડશે.
મારો ઓખો લાડકો, ઘેર્યો ગઢ ગિરનાર;
મારી રા' ખેંગાર, મેળવશું રાણકદેવને.
બાવન હજાર બાંધીઆ, ઘોડા ગઢ ગિરનાર,
જીતે કોણ જુનો ધણી, ખોહળ દળ ખેંગાર.
જયસિંહ દેવે જાય, ધારાનગર ધમરોળીઓ;
કપરો તે કહેવાય કહે, ખેંગારને ખેધો મકર.
નથી ઘોડા ગુડીયા, નથી ભેળ્યા ભંડાર,
નથી માણી મેં દેવડી, કાં ઓળંભા દે ખેંગાર.

એવી રીતે બહેન ભાણેજોની ખૂટામણે બારમે વરસે જુનાગઢના દેવતાઈ કિલ્લામાં દુશ્મનોએ પ્રવેશ કર્યો.

ઝાંપો ભાંગ્યો ભેળ પડી, તૂટ્યા મોભી તાર;
દુદો અને હમીર હણાઈ ગયા, સોરઠના શણગાર.

એ વખતે રાણકદેવીએ એક રજપૂતાણીને શોભતી રીતે સ્વામીને રણવિદાય આપી—

ઉઠો સ્વામી સજ્જ થઇ, ખડ્ગ ધરો ખેંગાર;
શત્રૂઓથી છવાઇ ગયો, ગઢ તૂટ્યો ગિરનાર.

ખેંગાર સિદ્ધરાજ સામે શૂરવીરતાથી લડતા મરાયો, જ્યારે

સિદ્ધરાજ રાણકને કેદ કરી પાટણ તરફ લઈ ચાલ્યો ત્યારે તે સતિ સોરઠાણી વિલાપ કરવા લાગી—

કાંઉ ગાંગરછ મોર, ગરવાને ગોખે ચડી;
કાપી કાળજની કોર, રંડાપો રાણકદેવને.
ચંપા કાં નવ મોરીયો, થડ મેલું અંગાર;
મોજ કુંળીયું માણતો, ઇ, મરાણો રા' ખેંગાર.
ફટ દેશળ ફીટકાર, વ્હાલો વેરીનો થયો;
મરાવ્યો રા ખેંગાર, રંડાવી રાણકદેવને.
વીશળ વીષધર નાગ, ખરે ડસ્યો ખેંગારને,
ભેળાવ્યો ગઢ ગિરનાર, રંડાવી રાણકદેવને.
પડખાની પાટુ મ માર, ખેંગારની ખાધેલ નૈ;
મોજડીયું મ માર, આ સધરા તને શોભે નહિ.
સાબરશીંગા શીંગાળ, એક દી, શીંગાળા હતા,
મરતા રા' ખેંગાર, ભવલગ ભીલા થઇ ગયા.
ઉતર્યા ગઢ ગિરનાર, તનડુ આવ્યું તળેટીએ;
વળતા બીજી વાર, દામો કુંડ નહિં દેખીએ.
ફર ગોઝારા ગિરનાર, વળામણ વેરીનો થયો;
મરતા રા' ખેંગાર, કેમ ખરેડી ખાંગો નો થયો?

સતિના મહેણાએ ગિરનાર પર્વત નમવા લાગ્યો. રાણકે તેને પડતો અટકાવવા કહ્યું—

મ પડ મારા આધાર, ચોસલા કોણ ચડાવશે?
ગયા ચડાવણહાર, જીવતા જાતર આવશે.

એથી ગિરનાર પડતો અટક્યો પણ હજુ સુધી નમેલી હાલતમાંજ રહ્યો છે. સિદ્ધરાજ રાણકને લઇ વઢવાણ પહોંચ્યો. તેણે ભોગાવા તીરે,

તેને પોતાની સાથે પૂનર્લગ્ન કરવા સમજાવી પણ સતિ રાણીએ તેની નીચ માગણીને ધૂતકારી કહાડી તેથી સોલંકી રાજાએ રાણકના પુત્ર ડાયોજીનો શિરચ્છેદ કર્યો. એ વખતેજ રાણકને સત ચડયું, તે વખતે સિદ્ધરાજે તેને જોગમાયા તરિકે ઓળખી. થયેલા અપરાધની ક્ષમા માગી, રાણકે સતિ થતી વખતે કહ્યું–તેં મારા બે પુત્રોને કાપી નાખ્યા માટે તું વાંઝીઓ રહીશ, પણ આ સ્થળે મારૂં મંદીર બંધાવજે એથી તું ગુજરાતની ગાદીએ ઘણા વરસ તપીશ, સતિ થતી વખતના તેના નીચે મુજબ દુહા સોરઠા છે.

પાણીની તાણે કહો તો, કુવા ગળાવીએ;
ડાધુજી મરતે, શરીરથી સરણ્યા વહે.

વાયે ફરૂકે મૂછડી, રયણ ઝબૂકે દંત,
જુઓ પટોળા વાળીયું, આ લોબડીયાળીનો કંથ.

બાળું પાટણ દેશ, પાણી વીણ પુરા મરે;
સરવો સોરઠ દેશ, લાખેણી મળે લોબડી.

વારૂ શહેર વઢવાણ, ભાગોળે ભોગાવો વહે;
ભોગવતો ખેંગાર, ભોગવ ભોગાવા ધણી.

વાયે વેળુ પર જળે, વાયુ વાય સવાય,
ઉભો ત્યાં સિદ્ધરાય, સત જોવા સોરઠાણીના.



# પ્રકરણ ૨ જું.

## સરવૈયા જેસોઃ વેજો.

દળ નમે વાદળ નમે, મર નમે ગિરનાર;
કેમ નમે જુના ધણી, સરવૈયા સરદાર.

ખેંગારના બન્ને કુમારોનો સિદ્ધરાજ જયસિંહે સંહાર કરી નાંખ્યો હતો, એટલે નવઘણના જ્યેષ્ટ પુત્ર રાયઘણનો કુમાર નવઘણ ત્રીજો જુનાગઢનો ધણી થયો. તેના વંશજો રાયજાદા કહેવાયા. ચંદ્રચૂડના વંશજો ચુડાસમ્મા, અને સરવાજીના વંશજો સરવૈયા તરિકે પ્રસિદ્ધ થયા, મંડળીક છેલ્લાના વખતમાં એટલે સરવાજીની બારમી પેઢીએ અમરેલીમાં કવટાજીના પુત્ર જેસાજી અને સોંડાજીના પુત્ર વેજાજી એ બે પિત્રાઈ ભાઇઓ સંપીને રાજ ચલાવતા હતા.

રાયઘણના વંશમાં થયેલા રા'મંડળીકે નાગર ભક્ત નરસિંહ મહેતાને દુઃખ આપ્યું એથી એની મતી ખરાબ થઇ ગઇ. એક વખત તે મોણીયાત ગામે ગયો તે ગામમાં નાગબાઈ નામે એક ચારણ બાઈ રહેતી તે ખોડીયારનો અંશાવતર મનાતી. તેની પુત્રવધૂ મીનાબાઈ અપૂર્વ રૂપવાન હતી, તે મંડળીકને વધાવવા ગઇ, એને અવલોકી મંડળીકની નજર ખરાબ થઈ.

થાળ ભરી સગ મોતીએ, વધાવવા હાલી વીર;
હીણી નજર કરી હમીર, મોં ફેરવી ગયો મંડળીક.
કંકુ ને કંકાવટી, હેતે લઇ હાલી હાથ,
વધાવવા સોરઠ નાથ, મોં ફેરવી ગયો મંડળીક.

જે જે દશે વ્હાલથી, વહુ વધાવવા જાય;
એમ અવળો થાય, મોં ફેરવીને મંડળીક.

મંડળીકની કુમતી કળી જઇને નાગબાઇએ તેને શિખામણ આપવા માંડી કે—હે મંડળીક! હે ગંગાજળીયા રા'!

અમે સોરઠની ચારણ્યું, તું માંયલો વીર;
હીણી નજરૂ હમીર, માવતરની ન હોય મંડળીક.
ચુડારા ચારણ તણાં, વચન માનો વીર,
નેવાં કેરા નીર, મોભે ન હોય મંડળીક.
મંડળીક ખેધો મકર, વીસાસણ થાશે વીર;
હૈયા હુંદા હીર, મુકી દે'માં મંડળીક.
ગંગાજળ ગઢેચા, પંડ તારો પવિત્ર હતો;
ઉગાના રગત ગયા, મનત્યુવાળા મંડળીક.

નાગબાઈની શિખામણથી વિકારવશ બનેલા વસુધા પતિની મતી ઠેકાણે આવી નહિ, ઉલ્ટો બ્હીડાઇને બોલ્યો કે—

ફકીર ને ફકરા મર માગી ખાય લોટ;
આ મંડળીક માને નહિ, મર જાય જુનાનો કોટ.

રાજાની આવી હઠ જોઈ મીનાબાઇએ શિયળ રક્ષવા અને પોતાના રાજાની મતી ઠેકાણે આણવા આપઘાત કર્યો. એથી નાગબાઇને અપાર ક્રોધ ચડયો, એના મુખમાંથી શ્રાપની ધારાઓ વછુટવા લાગી—

રા' તારા દરવાન દરવાજે રહેશે નહિ;
પહેરેગીર પઠાણ, માન્યે સાચું મંડળીક.
નહિ હોય ઘોડા ઘેર, પાલખીયું પામીશ નહિ,
ગિરનારે ગરમેર, માન્યે સાચું મંડળીક.

જાશે રા'ની રીત, રા'પણું રહેશે નહિ;
ભમતો માગીશ ભીખ, મુ સંભારીશ મંડળીક;
રાણીયું રાજપખે, હીંડસે બજારે બેસત્યું.
ઓજલ આળસતે, મુ સંભાળીશ મંડળીક.
ઝાલરના ઝણકાર, શંખ સંભળાશે નહિ;
કરસેં મુલ્લાં પોકાર, મુ સંભારીશ મંડળીક.
પોથાને પુરાણ કે ભાગવતને ભાળીશ નહિ;
કાજી પઢસેં કુરાન, મુ સંભારીશ મંડળીક.
માતામા મણા નહિ, પીતા રૂડી પેર;
થયો તું મોઢું જોયા ફેર, માને સાચુ મંડળીક.
રાતે જે રટણ કરે, હર આગળ જોડી હાથ;
તેં કીં તેનો સાથ, મેલી દીધો મંડળીક.
જાય તો જાંગરીયા જાય, ખરીયા ખંખેરી કરી;
જાસો મૃગનો જાય, માલ ચરાજે મંડળીક.
કસ્તૂરીઓ ભ્રમણા કરે, તને ભણું તો ભણાય;
નાયક ઠબકો નાય, માલ ચરાને મંડળીક.
અતલસના ઉતારી, પહેરીશ ગળીયલ પાટ,
તું લઇશ મક્કાની વાટ, માને સાચું મંડળીક.
જો નાગા જણ જનમ્યો નહોત, તો વહુઆરૂ વહોરત નહિ;
કુળ અમારાને કોય, મશ તેં દીધી મંડળીક.
તપસામાં ખામી પડી, ક્રીયા કોટ ચડી;
તેથી કુમતી કાંધ ચડી, માને સાચું મંડળીક.
ઘોડા ને ઘોડલીયું લઈ, જુને પાછો જો;
અમને મનાવીશમાં રા' મતી બગાડી મંડળીક.

નાગબાઈના શ્રાપથી શોકાકુળ બનેલો રા' જુનાગઢ તરફ ચાલતો થયો, નાગબાઈને રાજપૂત રાજાને શ્રાપ આપ્યો એ માટે અપાર પશ્ચાતાપ થયો. તે જીવતી બળી મુઇ. હાલ એની ખાંભી દાતરણુ ગામે પુંજાય છે. તેનો શ્રાપ અલ્પકાળમાંજ સાચો પડયો, ગુજરાતના મુસલમાન સુલતાન મહમુદબેગડાએ જુનાગઢ પર ચઢાઈ કરી મંડળીકને હરાવી જીવતો કેદ કરી સોરઠ જીતી લીધું, જુનાગઢમાં તેણે મુસલમાન સૂબો નીમ્યો, મંડળીકને અમદાવાદ લઈ ગયો ત્યાં તે મુસલમાન થયો તે પછી ટુંક સમયમાં મૃત્યુ પામ્યો. તેની કબર માણેકચોકમાં એક કંદોઈની દુકાનમાં હોવાનું કહેવાય છે.

સૂલતાન મહમદ બેગડા તરફથી નીમાયેલા મુસલમાન સૂબાના કોઇએ કાન ચમકાવ્યા કે હે સોરઠના હાકેમ! હે સૂબા! તમે સોરઠના સઘળા રાજા રાણાઓને નમાવ્યા, તમામને બાદશાહના સેવકો બનાવ્યા, એક પછી એક રાજાઓને ઓળંગ ભરવા અમદાવાદ મોકલાવ્યા પણ હજુ સોરઠમાં બે ઠાકોરો એવા છે કે જે તમારી તાબેદારીમાં આવ્યા નથી.

એવા કોણુ છે! સૂબાએ પૂછયું.

રા'ના ભાયાત, જુનાગઢના ફટાયા તરિકેનો ફાંકો રાખનાર અમરેલીના સરવૈયા જેસોજી અને વેજોજી.

અમરેલી નીચે કેટલા ગામ છે? સૂબાએ સવાલ કર્યો.

છાસઠ્ય, જવાબ મળ્યો.

છાસઠ ગામના ધણીને નમાવતા કેટલીવાર! મુસલમાન સૂબાએ અભિમાનથી કહ્યું. તુરતજ એક સરદારને બોલાવી હુકમ આપ્યો કે તમો બે હજારની ફોજ લઈ અમરેલી જાઓ. જઇને જેસાવેજાને મારો

હુકમ સંભળાવો કે તમારે જુનાગઢના સૂબાને ખંડણી ભરવી પડશે તથા વારાફરતી બાદશાહની નોકરી કરવા અમદાવાદ જવું પડશે. જો તે હુકમનો અનાદર કરતા હો તો લડવા તૈયાર થાઓ. જો તેઓ તાબે ન થાય તો અમરેલી જીતી લહેજો.

સૂબાનો હુકમ શિરોમાન્ય કરીને સરદાર ફોજ લઈ અમરેલી તરફ ઉપડયો, એક પ્રભાતે તે અમરેલી પહોંચ્યો. એ વખતે જેસો વેજો કચેરીમાં બેઠા બેઠા ભાયાતો સાથે આનંદ ઉડાવી રહ્યા હતા, ચરાણકવિઓ રા' રાજવંશના કીર્તીગીતોવડે આખી કચેરી ગજાવી રહ્યા હતા. એવામાં સરદારે સભામાં પ્રવેશ કર્યો, જેસાજીએ તેને આવકાર આપી બાજુમાં બેસાડી આગમનનું કારણ પૂછ્યું એટલે તેણે સૂબાનો હુકમ કહી સંભળાવ્યો. સાંભળીને જેસાજી જવાબ આપે એ પહેલાં કચેરીમાં બેઠેલા એક ચારણકવિએ સરદારને ચોકખા શબ્દોમાં સંભળાવી દીધું કે—

જો જેસો ને વેજો જાય, ઓળંગે અમદાવાદની;
તો પય પાંડેરનો થાય, કાળી ધેણે કવટાઉત.

હે સૂબા! જો મારો રાજા જેસો સરવૈયો તેના ભાઈ વેજા સાથે અમદાવાદના બાદશાહની ચાકરી કરવા જાય તો અત્યારે કાળી ગાયને ધોળું દુધ આવે છે તે બંધ પડી જાય.

ચારણના એવા વેણ સાંભળી જેસા વેજાએ આવેલ સરદારને કહી દીધું કે અમો કહો તેટલી ખંડણી ભરીએ પણ બાદશાહની ગુલામી નહિ કરીએ.

એવા જવાબથી સરદાર ખીજાઈને સભા બહાર નિકળી ગયો. ગામબહાર તેનું લશ્કર તૈયારજ ઉભું હતું, ત્યાં જઈ લડવા તત્પર થયો,

જેસાવેજાને સમાચાર મળ્યા કે મુસલમાન સરદાર બે હજારની ફોજથી લડવા તૈયાર છે. તેણે વિચાર કર્યો કે એવડા મોટા લશ્કરને પહોંચી-વળવા જેટલી શક્તિ નથી તો પછી અમારા બે ભાઇઓને માટે લાખો રૈયતજનોને શા માટે હેરાનગતીમાં નાખવા. જેસાજીએ મુસલ-માન સરદારને સંદેશો મોકલ્યો કે અમો વગર લડયે અમારા છાસઠ-ગામોનો કબજો તમોને સોંપી નિકળી જવા તૈયાર છીએ, એટલે અમારી પ્રજાને નકામા ખુવાર કરશો નહિ.

જેસાજી અને વેજાજીનો સંદેશો સાંભળી સરદારે યુદ્ધ આદરવાનો વિચાર માંડી વાળ્યો, જેસાજી પોતાના પરિવાર સાથે અમરેલીમાંથી ચાલી નીકળ્યો. સ્ત્રી બાળકોને સુરક્ષીત સ્થાને પહોંચાડીને તે નિર્ભય બન્યો, વેજાજીએ પૂછ્યું કે–ભાઈ તમારો શો વિચાર છે? એના જવાબમાં જેસાજીએ જણાવ્યું—

વેજા! મારો ઇરાદો બાદશાહ સામે બહારવટું આદરવાનો છે, જો આપણે બહારવટાથી બાદશાહને કાયર કરી નાખશું તો તે આપણો ગીરાસ આપણને પાછો આપી દહેશે.

વેજાજીને હવે સમજાણુ પડી કે, જેસાજી સ્ત્રી બાળકોને દૂર કરી શું કરવા ઇચ્છે છે. તેણે પણ બહારવટું કરવાની ખુશી બતાવી એટલે જેસાજીના મનમાં બમણી હિંમત આવી. તે અમરેલી નજીકના અરણ્ય-માંથી પડાવ ઉઠાવી તેના થોડા સૈનિકો સહીત ગીરના અરણ્ય તરફ ચાલ્યો. ગીરમાં જઇને તેઓ કોઇ સુરક્ષીત સ્થાન શોધવા લાગ્યા. ફરતા ફરતા તેઓ ભાણીઆ ડુંગર પર જઈ પહોંચ્યા, તે સ્થાન અવલોકી વેજાજીએ જેસાજીને કહ્યું—

મહોટા ભાઈ! અહીં મારી નજર ઠરે છે, આ સ્થાન આપણે માટે કુદરતના કિલ્લા સમાન છે, એક તરફ રાવલ અને બીજી તરફ

ધાતરવડી નદી વહી જાય છે, એની ન્હાનીમોટી ભેખડો અતિ ભયાનક દેખાય છે. ચડનારાઓને મુશ્કેલ પડે તેવો આ વિકટ ડુંગર અને તેની પર કુદરતે આપણા રહેઠાણ માટે ઓરડા કંડારેલા હોય એવા અનેક ભોંયરાઓ અને આ ડુંગર ફરતી વીંટાઇ વળેલી ગીચ ઝાડી જોઈ, મને આ સ્થાન ગમી ગયું છે.

જેસાજીને પણ રહેઠાણ બનાવવા માટે ભાણીઓ ડુંગર ગમી ગયો, તેથી તેઓએ તે સ્થળે પડાવ નાખ્યો.

---

## પ્રકરણ ૩ જું.

### વેજલ કોટ

વેજે વેજલ કોટ, શીરબંધ ચણાવીઓ;
મરદા મરદની ચોટ, સાવઝવાળી સોંડાઉત.

સોંડાજીના શુરવીર પુત્ર વેજાજીએ ભાણીઆ ડુંગરની ઓથે એક મજબુત ગઢ ચણાવ્યો એનું નામ વેજલકોટ રાખ્યું, એ વેજલકોટમાં રહીને તેઓએ બાદશાહ સ્હામે ભારે બહારવટું કરવા માંડ્યું.

જેસોજી અને વેજોજી બેય બંધુઓ વ્હેલી પ્રભાતે રોજડી ઘોડીઓની પીઠે રાંગવાળી તેના થોડા પણ મરણીયા સાથીદારોને સાબદા કરીને વેજલકોટમાંથી બહાર નિકળી પડે છે, સરવૈયા સવારોના પવનવેગી ઘોડા આખી ગર વીંધીને બાદશાહી હદના ગામડાઓમાં ઉતરે છે, જેસાજી અને વેજાજી મોખરે ઘોડીઓ રાખી હાકલ કરે છે કે—

હું......જુવાનો ! અમે ઉભા છીએ તમે આ બાદશાહનું ગામડું ભાંગો, ગામની વસ્તીને લુંટી લ્યો. બાદશાહ તરફથી નિમાયેલા મુખી પટેલ, પસાયતા અને ચોકીદારો જો સામે થાય તો ઠાર મારી નાખો. માત્ર એટલીજ વાત ધ્યાનમાં રાખો કે કોઈ સાધુ, બ્રાહ્મણ, કે ભાટ ચારણના ઘરોને લુંટશો નહિ. જેઓ સ્હામે નો થાય તેઓના ખૂન કરશો નહિ.

સરદારોના હુકમથી હિમ્મતમાં આવીને બહારવટીઆઓ પળવારમાં આખા ગામમાં લુંટ ચલાવી લે છે, જેઓ સ્હામે થાય તેઓને ઝાટકે દે છે, આમ એક દિવસમાં બે ત્રણ ગામડાઓ ભાંગીને સાંજ પડતા ભાણીઆ ડુંગર તરફ પાછા ફરે છે. રાતે વેજલકોટમાં જઈ કિલ્લોલ કરે છે. મોડીરાતે નિંદ્રામાં પડે છે, પ્રભાતે જાગ્રત થઈને વળી પાછા ઉપડે છે.

જેસાજી ને વેજાજીએ થોડા દિવસમાં બાદશાહના ઘણા ગામડાઓ ભાંગી નાખ્યા. તેઓની રંજાડના સમાચાર બાદશાહને પહોંચ્યા.

જેસાજીની રંજાઅના, કાગળ જુને વંચાય;
મામદના મન માંય, કુદયા હરણા કવટાઉત.

જેસાજીના બહારવટાએ બાદશાહી હદમાં બહુ નુકશાની કરી છે. એવા કાગળ જુનાગઢની કચેરીમાં સૂબાએ વાંચ્યા. વાંચીને મહમદબેગડાને જાણવા અમદાવાદ મોકલ્યો, એ બધા કાગળો વાંચી જેમ વનરાવનમાં હરણા ફાળો ભરે તેમ મહમદ બેગડાના મનમાં ફાળ પડી.

બાદશાહે એજ ઘડીએ અમદાવાદથી એક ફોજ તૈયાર કરી સોરઠ તરફ મોકલી. તેના ઉપરીને હુકમ આપ્યો કે તમો ગીરના જંગલમાં જઇ આ આખી ફોજને અનેક ટુકડીઓમાં વહેંચી નાખજો અને ગીરને ઝાડવે ઝાડવે બહારવટીઆઓને ગોતી વળજો. પહાડોની

ગુફાએ ગુફા, પત્થરે પત્થર તપાસી દરેક નદીનાળાઓની ભેખડોમાં ભ્રમણ કરી બહારવટીઆઓને પકડી પાડજો. જો જીવતા નો પકડાય તો ઠાર કરી તેઓના મસ્તકો અહીં અમદાવાદ લાવજો. મારે એ જેસા વેજાના મસ્તકોને માણેકચોકની વચ્ચોવચ્ચ લટકાવી ગુજરાતની પ્રજાને બતાવી આપવું છે કે મારી સ્હામે માથું ઉઠાવી બંડ બહારવટા કરનારાઓની કેવી બુરી વલે થાય છે.

બાદશાહને મસ્તક ઝુકાવીને સરદાર ખુરાસાની મુલતાની અને ઇરાની અશ્વારોની જબરી ફોજ તૈયાર કરીને ઉપડયો, જ્યારે એ ફોજના માણસોએ ગીરમાં પ્રવેશ કર્યો ત્યારે તેઓનાથી ભય પામીને નેસડાઓમાંથી માણસો ન્હાસી જવા લાગ્યા. ગરના ગામડા ઉજ્જડ થવા માંડયા, તેઓની કલબલી ભાષા સાંભળી જંગલમાં વસનારા વિકરાળ સિંહ દીપડાઓ પણ પલાયન કરી ગયા, સુબાએ પોતાની ફોજના માણસોને વીસ વીસ, પચ્ચીસ પચ્ચીસ, અશ્વારોની ટુકડીમાં વીંખી નાખીને હુકમ કર્યો કે—

બહાદરો, આખા ગીરમાં ફરો, જ્યાં હોય ત્યાંથી બહારવટીઆઓને હાથ કરો. જો તમો બહારવટીઆઓને પકડવામાં કે, ઠાર કરવામાં ફત્તેહ મેળવશો તો બાદશાહ સલામત તરફથી જબરૂં ઇનામ પામશો.

સરદારના હુકમ મુજબ જુદી જુદી દીશાઓમાં જુદી જુદી ટુકડીઓ રવાને થઇ ગઈ.

જેસાજી અને વેજાજીના ગુપ્તદુતોએ આવીને જણાવ્યું કે ઠાકોર! અમદાવાદથી આપણી પાછળ ફોજ ચડી છે અને અત્યારે આપણને ગોતવા માટે આખી ગીરમાં અમદાવાદી અશ્વારોની ટુકડીઓ પથરાઇ ગઇ છે.

એમ છે! જેસાજીએ નિર્ભયતાથી આવેલ દુતને પૂછ્યું અને વેજા સ્હામે નજર કરી કહ્યું: ભાઇ વેજા, આપણી કસોટીનો સમય

આવી લાગ્યો. જો આ પહેલવહેલા આપણી પાછળ પડેલા લશ્કરને આપણે ગીરમાંથી નહિં તગડી મુકીએ તો આપણી આખી બાજી બગડી જશે. અમદાવાદીઓ આપણું પારખું કરી લહેશે એટલે આપણે આવેલ ફોજને ગમે તે ઉપાએ પાછી હાંકી કાઢવી જોઇએ.

મોટાભાઈ! મારો પણ એજ નિરધાર છે, ગીરની એક દશે અડધા માણસો લઇને તમે ઉપડો અને બીજી દશે હું ઉપડું.

અને હું ? દુર એક ટુંટીઆવાળી પડેલા આદમીએ ટટ્ટાર થઇને પૂછ્યું. એ આદમી જેસા વેજાનો કાકો ગંગદાસ હતો, એની વય એકસો વરસની હતી, એની કાયા દુબળી અને બેવડ વળી ગઈ હતી, ઘરે હતા ત્યારે લાકડીને ટેકેય ચાલી શકતા નહિ પણ બહારવટે નિકળ્યા તે દિવસથી તો તેના બન્ને જુવાન ભત્રીજાઓ જેટલાજ ઉત્સાહથી દરેક કામોમાં ભાગ લેતા. જેસો વેજો જ્યાં જાય ત્યાં સાથે રહેતા, લડાઈ વખતે સાવઝ જેવો પડકારો મારીને આગળ થતા અને લડાઈમાં સૌ કરતા સવાઈ બહાદુરી બતાવતા હતા.

કાકા! વેજાજીએ કહ્યું—તમતમારે અહીં રહેઠાણમાં રહો, સામટી એંપમાં અમારી સાથે નહિં.

શું બોલ્યો! ગંગદાસે ડગમગતી ડોક ઉપાડી ધોળીપાંપણો વચ્ચે અગ્નિ તીખારા જેવી ધોમ ચખ આંખોએ ભત્રીજા સામે જોઇને પૂછ્યું. આજ ખરે અવસરે હું અહીં રહેઠાણમાં પડયો રહું એમને ? બીલકુલ નહિ. હું તમારી સાથેજ આવવાનો છું. એમ બોલતો વૃદ્ધ ઉઠયો, વીશવરસના નવજુવાન જેટલા જોમથી હથિયાર સજી અશ્વરૂઢ થયો. કાકાને પરાણે તૈયાર થએલા જોઇ જેસાજીએ જણાવ્યું.

કાકા! તમે વેજા સાથે ચડો.

ભલે એમ કરીએ, ગંગદાસે કહ્યું.

બહારવટીઆઓ ઉપડયા. એક તરફથી જેસોજી અને બીજી બાજુથી વેજાજી અને ગંગદાસજી, બેય બાજુથી માર્ગમાં જે ટુકડી મળે તેની કાપણી ચલાવવા માંડયા. ફોજવાળાઓ બહારવટીઆઓને સાધારણ સમજતા હતા પણ તેઓના હાથ જોતા ભય પામીને ભાગવા લાગ્યા. ગીરના અરણ્યમાં તો શું પણ કાઠિયાવાડમાંએ ઉભા ન રહ્યા, જેટલા બહારવટીઆઓના હાથમાંથી જીવતા છટકયા તેટલા અમદાવાદને માર્ગે ચડી ગયા.

જેસા, વેજા અને ગંગદાસના બળ આગળ મુસલમાન સૈનિકોનાં અભિમાન ઉતરી ગયા, ગીરમાંથી ન્હાસી છુટેલા સૈનિકો જ્યારે અમદાવાદ જઇને બાદશાહ મહમદ બેગડા આગળ ઉભા રહ્યા ત્યારે બાદશાહે તેઓનો તિરસ્કાર કરતા કહ્યું.

ધિક્કાર છે તમોને, તમોએ સિપાઇગીરીને લાંચ્છન લગાડયું. આટલાબધા મુઠી જેટલી સંખ્યાના બહારવટીઆઓને હરાવી ન શક્યા! તેઓનો માર ખાઇ ન્હાસી આવ્યા! તમારા કાળા મોઢા મને ગમતા નથી માટે દુર થાઓ.

એમ કહીને બાદશાહે તમામ સિપાઇઓને નોકરીમાંથી રજા આપી દીધી. જેસા અને વેજાની રાડ્ય સંભળાતી હતી તે કરતા વધારે સંભળાવા લાગી કારણ કે અમદાવાદી લશ્કરને ન્હસાડી મુકવામાં સફળ નિવડેલા બહારવટીઆ વધારે ઉત્સાહમાં આવ્યા હતા, જેસો વેજો બમણા વેગથી બાદશાહી ગામડાઓ ભાંગવા મંડયા હતા. જે કોઇ ધનવાન મળે તેઓને બંદીવાન કિંવા બાન તરિકે પકડી તેઓ પાસેથી મનમાન્યા દામો પડાવવા લાગ્યા હતા, અને ગામો ભાંગતી વખતે શાહી સિપાઇઓના ખૂનો કરવા લાગ્યા હતા. એ

સમાચાર જ્યારે બાદશાહ મહમદ બેગડાના સાંભળવામાં આવે છે ત્યારે તેના હૈયામાં ક્રોધની હુતાશન પ્રગટ થાય છે.

જેસાની રંજાડના, કાગળ જ્યારે વંચાય;
ત્યારે મામદના મનમાંય, કાળ જાગે કવટાઉત.

બાદશાહ જેસાજી અને વેજાજીને પકડવા માટે અમદાવાદથી એક પછી એક ટુકડીઓ રવાને કરવા લાગ્યો, એજ રીતે જુનાગઢનો મુસલમાન થાણદાર પણ બહારવટીઆ જેસા વેજાને વશ કરવા માટે ભારે મહેનત કરી રહ્યો હતો પરન્તુ જેસા વેજાએ ગીરમાં રહીને હવે એટલું જોરદાર બહારવટું આદર્યું હતું કે તેની પાછળ બાદશાહી લશ્કરીઓ જતાં પણ ભય પામતા, કારણ કે—

જે જેસાની સામે જાય, તે માટી કમાટી બને;
તાપ શ્યે જીરવાય, કાંટયમાં રાખે કવટાઉત.

જેસાજીની સામે ગમે તેવો જોરાવર યૌધ્ધો જાય છતાં તેના બળ આગળ નમી જાય છે. તેના જોરને તે સહન કરી શકતા નથી, કવટાજીનો શુરવીર પુત્ર જેસોજી મુસલમાન સૈનિકોને ગીરની કાંટયમાં ઠામ રાખે છે.

મારી દળ મામદતણાં, ખૂટવીયાં ખગે;
જેસા લોબાન જે, કીધો મોંઘો કવટાઉત.

મહમદ બેગડાના અસંખ્ય માણુસોનો જેસા સરવૈયાએ ધાણુ વાળી દીધો, ઠેકાણે ઠેકાણે તેના નામની બાંગ બોલાવા લાગી.

આવે ધર અહરા તણે, જેસંગ સરવો જાણુ;
ખોદે નીત્ય ખરસાણ, કબરૂં નવીયું કવટાઉત.

બાદશાહી નોકરોને તેઓના મકાનોમાં બેઠા બેઠા ફડકો ઉઠે છે કે હાય હાય જેસો સરવૈયો આવ્યો. એની નજર સામે નવી કબરો ખોદાતી દેખાણી.

ભાટ ચારણો સોરઠને ગામડે ગામડે સરવૈયા જેસા અને વેજાના બહારવટાના બીરદ ગાવા લાગ્યા કે—

સરવા સિંહ લાંકાળ, ગરજછ તું ગિરવણમાં;
ત્યાં સિંગળ દીપ સુધાણ, કંપવા લાગેછ કવટાઉત.
ભરખછ તું ભાલા થકી, ધવરાવછ ધમસાણ;
પરાક્રમી કઈક પઠાણ, કંપે તુંથી કવાટઉત.
માર્યા તેં મામદતણા, જોદ્ધા ત્રણસે ત્રીસ;
રાડ્ય પડી દશ દીશ, કામા સુણી કવાટઉત.
ફ્રર બગતર નર ફાડ્ય, પાખર અસવીંધી પૃથી;
અણીયું શેષ લલાટ, કરકી જઈને કવટાઉત.

એવા જોરાવર બહારવટીઆ જેસો અને વેજો એક વખત એની આખી ટોળી સાથે એક ગામડુ ભાંગીને ગીર તરફ ચાલ્યા આવતા હતા. વૃદ્ધ ગંગદાસ કાકા પણ સાથે હતા. એની પીઠે પાઠાનું જીવલેણ દરદ થયું હતું. પીઠમાં કીડા ખદબદતા હતા છતાં તે પરાણે જેસા વેજા સાથે થયા હતા, બરાબર ગીરની ગીચ ઝાડી વચ્ચે તેઓ આવ્યા તેવામાં જેમ ઝાડીના ઝાડવા કોઇ જાદુગરની જાદુર વિદ્યાને પ્રભાવે યૌદ્ધાઓ બની ગયા હોય તેમ કોણ જાણે ક્યાંથીએ એક સામટા મુસલમાન યૌદ્ધાઓ બહારવટીયાઓ ફરતા ફરી વળ્યા અને એકત્રબળથી લડવા લાગ્યા. જેસા વેજાના સાથીઓ આમ આકસ્મિક ઘેરાઇ જવાથી ગભરાઇ ગયા. ગભરાટમાં ને ગભરાટમાં ઘણાં કપાઇ ગયા. જેસો વેજો અને ગંગદાસ ગીસ્ત સામે થયા. ભારે યુદ્ધ મચ્યું. પળવારમાં જે બહારવટીઆ બાકી હતા તેઓ પણ કપાઇ ગયા. એથી જેસો વેજો અને ગંગદાસ સામટા લશ્કરીઓ વચ્ચેથી જીવ બચાવવા પલાયન કરી જવા લાગ્યા. તેઓએ થોડા ઘણા ઘવાયા હતા છતાં ત્રણે જણાઓએ

તેઓની રોજડી ઘોડીઓને ભાણીયાની દિશામાં દોટાવી. મુસલમાન સૈનિકો પાછળ પડયા. એક પઠાણે ભાગતા ગંગદાસ પર સાંગનો પ્રહાર કર્યો. ગગંદાસ ઘવાઇ પડયો. પડતા પડતા તેણે બૂમ પાડી, જેસા, બેટા વેજા !

કેમ કાકા !

હું બચવાનો નથી, તમો ઝટ મારૂં માથું વાઢી સાથે લઇ ભાગી છુટો નહિ તો તમેય મરાશો તો આપણો વંશ નીકળી જશે.

વેજો તલવાર તાણી કાકાનું મસ્તક છેદવા તૈયાર થયો. જેસાએ ખબરદાર કહી તેને તેમ કરતો અટકાવ્યો. કાકાના મૃતપ્રાયઃ દેહને તેણે પોતાની બેલાડે ઉપાડી લીધો. ફોજને થાપ ખવરાવીને તેઓ ધાતરવડી નદીની કોતરોમાં ઉતરી ગયા. ફોજ દેખાતી બંધ થઈ એટલે જેસાએ ગંગદાસના દેહને ઘોડીપરથી નીચે ઉતાર્યો પણ તે નિષ્પ્રાણ હતો. તેનો વીર આત્મા આ લોકનો ત્યાગ કરી ગયો હતો.

બન્ને બંધુઓએ રૂદન કરતા આજુબાજુથી કાષ્ટો એકઠા કરી કાકાના દેહને અગ્નિ સંસ્કારે પહોંચાડયો. સરિતામાં સ્નાન કરી, કાકાની ખાખને સરિતાનાં જળમાં પધરાવી, આગળ કુચ કરી.

---

## પ્રકરણ ૪ થું.

### ભૂતની સહાયતા

મરતાંય મદદગાર થયો, માંગડો જે રજપૂત;
સહાય થયો જેસો વેજાને, ભાણવડ કેરો ભૂત.

ગંગદાસના શબને અંતીમ સંસ્કારે પહોંચાડીને જેસા વેજાએ

ભાણીયા ડુંગર તરફ ઘોડીઓ મારી મુકી. એ વખતે રાત્રિ પડી ચૂકી હતી, અવની પર અંધકાર પથરાઈ રહ્યો હતો. ઉભયબંધૂઓ થાકીને લોથ થઈ ગયા હતા. તેઓના અશ્વો પણ હવે ચાલી શકતા નહોતા. એથી વેજાએ જેસાજીને કહ્યું—

ભાઇ ! હવે આપણે કોઇ સ્થળે વિશ્રાંતિ લઇએ તો સારૂં, મારો પણ એજ ઇરાદો છે, માર્ગમાં કોઇ નેશ આવે તો તે નેશડામાં કોઈ સારા માણુસને ઘરે ઉતારો કરીએ. આખી રાત વિશ્રાંતી લઇ પ્રભાતે આગળ પ્રવાસ કરશું.

અત્યારે ને અત્યારે ભાણીયે પહોંચી શકાશે નહિ, જેસાજીએ જણાવ્યું.

એટલામાં વેજાની આંખે દુર દુર દીપકો દેખાયા. તે આનંદ પામતો બોલી ઉઠયો; મોટા ભાઈ ! સામે દીવા દેખાય છે, ત્યાં કોઇ નેશ હોવો જોઇએ. ઘોડા ઉતાવળે હાંકી તે નેશમાં પહોંચી જઇએ.

જેસાએ વેજાના લંબાએલા હાથ તરફ નજર કરી તો તેણે દીપકો જોયા. ઉભય બંધૂઓએ ઘોડીઓને એડીઓ મારી થાકેલી છતાં રોજડી ઘોડીઓ, એડ અડતાં પૂંછડાના ઝુંડા અધર ઉપાડીને ઉપડી. અલ્પવારમાં દેખાતા દીપકોની નિકટમાં આવી પહોંચી. એક તળાવને કિનારે કિનારે બેય ઘોડીઓ ચાલી જતી હતી. તેવામાં તે તળાવમાંથી એકાએક એક ભેંશ નિકળી. તળાવમાંથી ઓચીંતા ભેંશ નિકળી એથી બેય ઘોડીઓ ચમકી ખૂચકારીને બહારવટીઆઓએ ઘોડીઓને થંડી પાડી તળાવની પાળ ઉતારી પાણી પાયું, તે પછી વેજાજીએ કહ્યું:

મોટા ભાઇ ! આ ભેંશ પાછળ જઇએ તે જે ઘરે જઇને ઉભી રહે તે ઘરના જ મહેમાન થઇએ.

હા એમજ કરીએ. જેસાને વેજાની વાત પસંદ પડી. બન્ને જણા

ભેંશની પાછળ ધીરે ધીરે ઘોડીઓ ચલાવવા લાગ્યા. થોડે દુર જતાં એક ગામ આવ્યું. ગામ ફરતો પત્થરનો મજબૂત ગઢ હતો, અંદર જવાનો કમાનદાર દરવાજો તે દરવાજામાંથી ભેંશ ગામમાં દાખલ થઇ બહારવટીઆઓએ તેની પાછળ પ્રવેશ કર્યો. દરવાજા અંદર પેસતાં બહારવટીઆઓએ રોનકદાર બજાર જોઈ, બજારની બન્ને બાજુએ કંદોઈ કાપડીઆ તંબોળી સુતાર, કંસારા અને દરજીની દુકાનો હાર-બંધ હતી. દુકાનોના થડાંઓ પર ઉત્તમ વસ્ત્રો પરિધાન કરેલા દુકાનદારો બેઠા છે પણ કોઈ બોલતા નથી, આખા શહેરમાં અવાજ સંભળાતો નથી, જેસોવેજો વિચાર કરવા લાગ્યા કે, આ તે મુંગાઓનું ગામ હશે કે શું ? એવા વિચારમાં તેઓ ભેંશ પાછળ જતા હતા તેવામાં બજાર વચ્ચેના એક વિશાળ ચોકમાં એક મકાન દેખાયું. તે મકાનમાં ભેંશે પ્રવેશ કર્યો. જેસાજીને ભારે કુતૂહલ લાગ્યું. તેણે આશ્ચર્ય દર્શાવતા કહ્યું:—વેજા આપણે બહારવટું કરતા આખા કાઠિયાવાડમાં આથડયા છીએ, ગીરની ધરતીને પગતળે અનેકવાર ખુંદી પણ હજુ સુધી આટલામાં આ ગામ આપણા જોવામાં આવ્યું નથી. આમ જો, આ ભેંશ જે મકાનમાં ગઇ તે દરબારગઢ જણાય છે.

એટલામાં તેઓની નજરે દરબારગઢના દ્વારમાં ખૂલ્લી તલવારવાળા પહેરેગીરો દેખાયા, બન્ને બહારવટીઆઓએ દરવાજામાં ઘોડીઓ લીધી, દરવાનો તેઓની તરફ તાકી રહ્યા, કંઇ બોલ્યા નહિ. એથી અધીક આશ્ચર્ય પામતા તેઓ દરબારગઢમાં આગળ વધ્યા. થોડે દુર જતાં એક રોનકદાર મહેલ દેખાયો તે મહેલ આગળ ભેંશ ઉભી રહી, બહારવટીઆઓએ એની નજીકમાં ઘોડીઓ ઉભી રાખી.

પધારો પધારો. મહેલમાંથી એક પુરૂષ આવકાર આપતો તેઓ પાસે દોડી આવ્યો. બહારવટીઆઓ ઘોડીની પીઠ પરથી ઉતરી તેને

રામરામ કરી મળ્યા. એ પુરૂષે અસલ કાઠિયાવાડી કિન્તુ રાજવંશી પોષાક ધારણ કર્યો હતો.

અમારે આજની રાત મહેમાન તરિકે રહેવું છે, પ્રભાતે અમારે પંથે પડીશું. આશરો આપશો ? જેસાજીએ પૂછ્યું.

એમાં પૂછવાનું હોય ? અહોભાગ્ય મારા કે, તમારા જેવા મહેમાન મળ્યા, મુકી દયો ઘોડીઓ, અંદર પધારો, એમ કહેતાં એણે ઘોડીઓ લઇ લીધી. એ સ્થળે બે સેવકોને બોલાવી સોંપી દીધી. સેવકોએ સામે દેખાતી સ્વચ્છ અશ્વશાળામાં બેય ઘોડીઓ બાંધી તેની પાસે પુષ્કળ ચારો મુકી દીધો. બહારવટીઆઓ પોતાની ઘોડીઓની સાર-વાર અવલોકી આનંદ પામતાં પેલા પૂરૂષ પાછળ મહેલની પરશાળ પર ચડયા, તે સ્થળે બિછાવેલા પલંગોપર બેય બંધૂઓને બેસાડ્યા.

થોડીવારે ભોજનના થાળો આવ્યા, થાળો પકવાને ભર્યા હતા, યુવાને બહારવટીઆ બંધૂઓને પ્રશ્ન કર્યો–કેવી ન્યાતે છો ભાઇઓ ?

ગરાસીઆ જેસાજીએ જણાવ્યું.

આવો ત્યારે તો આપણે ત્રણે સાથેજ જમવા બેસીએ, હુંએ ગરાસીઓ છું, એમ બોલીને પેલો પુરૂષ બહારવટીઆઓ સાથે જમવા બેઠો. તમારૂં નામ–જમતા જમતા જેસાજીએ પૂછ્યું.

સાચું કહું ? હા, બ્હીશો નહિ ?

રજપૂતના દીકરાઓને વળી બ્હીક કેવી ? જેસાજીએ હિમ્મત બતાવી.

સાંભળો ત્યારે. મારૂં નામ માંગડોવાળો. યુવાને જણાવ્યું.

હેં કોણ માંગડોવાળો ? જેસાજી અને વેજાજી ફાટી આંખે એના મૂખ સામે તાકી રહ્યા. ગ્રાસો હાથમાંજ તોળાઇ રહ્યા.

બ્હીશોમાં, રાજપૂતો હું માંગડાવાળો પોતેજ છું, અત્યારે તમો મારી સાથે જમવા બેઠા છો.

વેજાજી અવાક્ બની માંગડા ભણી તાકી રહ્યો.

ખ્હીશોમાં હો, હું ભૂત છું. પણ કોઇને કનડતો નથી. આ સ્થળે ભૂલા પડેલા મુસાફરોને માર્ગ બતાવું છું. થાકેલાઓને આશ્રય આપું છું. ભૂખ્યાઓને ભોજન જમાડું છું, નિરાધારોનો આધાર બનું છું.

અમે જાણીએ છીએ માંગડાજી, માણસોને મુખેથી સાંભળેલ છે કે ખંડેર થઈ ગએલ માંગડાનો ગઢ કયારેક જાગે છે. માંગડોવાળો અને તેની પદમાવતી તે ગઢમાં રહે છે, તેએ ભૂખ્યા મુસાફરોને રોટલો દે છે. તરસ્યાઓને પાણી પાય છે, અફીણીયાઓ આગળ અફીણ ન હોય તો અફીણ આપે છે. ભાટ ચારણ આદી યાચકોને દ્રવ્ય આપે છે. જેસાજીએ માંગડાવાળાની પ્રશંસા કરવા માંડી.

તમો કોણ છો? અને કયે કામે નીકળ્યા છો? માંગડાવાળાએ પૂછયું.

અમે અમદાવાદ સામે બહારવટુ કરીએ છીએ. મારૂં નામ જેસોજી અને આ મારો પિત્રાઈ ભાઈ વેજોજી. અમારા ચોસઠ ગામો બાદશાહે આંચકી લીધા છે એ પાછા મેળવવા માટે અમારૂં બહારવટું છે.

ઓળખ્યા, સરવૈયા જેસો ને વેજો તમેજ?

હા, એ અમે ઘણા વરસથી રખડીએ છીએ પણ કાંઈ વળતું નથી.

તો આજથી હું તમારા ઉપર પ્રસન્ન થયો છું. મારી સહાયતાવડે તમો તમારી જાગિર પાછી મેળવી શકશો. તમો અમદાવાદ જઈ લુંટ ચલાવો. એમ કરતા બાદશાહ તમારા મનામણા ન કરે તો રાજમહેલમાં પહોંચી જજો. તમો જ્યાં જશો ત્યાં હું તમારી સાથે હોઈશ. તમોને કોઈ ઇજા કરી શકશે નહિ, માંગડાવાળાએ બહારવટીઆઓને કહ્યું.

આપની આજ્ઞા પ્રમાણે વર્તવા અમો તૈયાર છીએ, જેસાજીએ જણાવ્યું. એવી વાતો કરતા ત્રણે જણા ભોજન કરી રહ્યા. ભોજનથી

નિવૃત્ત થઈ ઉભય બંધુઓ માંગડા ભૂત સાથે બે ઘડી વાતો કરતા બેઠા, મોડી રાતે માંગડો પોતાના ઝનાનખાનામાં ગયો. બહારવટીયાઓ તે સ્થળે બિછાવેલા પલંગો પર સૂતા, અત્યારે પોતે ભૂતના મહેમાન થયા છે તે પ્રકાર જાણવામાં આવ્યા છતાં હિંમતવાન હોવાથી તેઓ કિંચિત પણ ભય પામ્યા નહિ. પ્રવાસના શ્રમથી શ્રમીત થયેલા હોઈ તેઓ નિંદ્રાવશ થઈ ગયા. પ્રભાતે તેઓ જાગ્યા ત્યારે ન મળે ગામ કે ન મળે દરબારગઢ, ધાંતરવડીના ભેંકાર કિનારા ઉપર પથરાયેલા બાબર કોટના ખંઢેરોમાં તેઓ પડયા હતા, બેય ઘોડીઓ એક ખેતર વચ્ચે બોરડીના જાળાઓ સાથે બાંધી હતી, ને તેઓ પલંગપર મૂલાયમ બિછાનાને બદલે ધૂળના ઢગલાઓ પર પડયા હતા, તેઓ અપાર આશ્ચર્ય પામતા ઉઠયા, ઘોડીઓ છોડી અને માંગડાવાળાના કહેવા મુજબ રહેઠાણુ તરફ નહિ જતા અમદાવાદ તરફ પાછા ફર્યા.



# પ્રકરણ ૫ મું.

## અમદાવાદમાં લુંટ.

જાણે બજારૂં લુંટશે, સરવો જેસો જુવાન;
ચિતડામાં સુલતાન, બળે રાતદી બેગડો.
રાત પડે કે ઉતરે, પડછાયા પરમાણુ;
જેસો ને વેજો જાણુ, ઓ આવ્યા કે આવશે.
મામદ મન વિમાસતો, નક્કી કરશે હાણુ;
થર થર કાંપે પ્રાણુ, ડર સરવૈયા તણો.

અમદાવાદની બજાર વચ્ચે બે પાણીદાર ઘોડીઓ ચપળ હરણીઓની પેઠે નાચતી જાય છે, બેયની પીઠ ઉપર અલબેલા અસવાર

બેઠા છે, રજવાડી પોષાક અને રજવાડી હથિયારવડે તેઓ પ્રથમ નજરેજ કોઈ દરબારો તરિકે ઓળખાઈ જાય છે, અમદાવાદની આખી બજાર વીંધીને તેઓએ માણેકચોકમાં એક ઝવેરીની દુકાન આગળ ઘોડીઓ ઉભી રાખી. તેઓના રૂવાબમાં અંજાઈ ઝવેરી હરખાઇ ગયો કે–વાહ વાહ, આ તો કોઈ રજવાડી ગ્રાહકોની પધરામણી થઈ, આ ઘડીએ એ પાંચ હજાર પેદા કરી લઈશ, છલંગ મારીને તે દુકાન પરથી ઉતરી, અશ્વારોની નિકટમાં જઈ હાથ જોડી ઉભો રહ્યો.

સાચા મોતીના નવસરા હાર છે? એક અશ્વારે પૂછ્યું.

જી હા, નામદાર કેટલી કિંમતના બતાવું?

વીસ હજાર ઉપરાંતના, જવાબ મળ્યો.

ઝવેરી દુકાનમાં ગયો, આઠ દશ હાર લઈ આવ્યો, લ્યો નામદાર, આ વીસ હજારના, આ પચ્ચીસ, આ ત્રીસ અને આ ચાલીસ હજારની કિંમતના હાર. ચાલીસ હજારની કિંમતના બેય હાર અશ્વારે રાખ્યા, બાકીના ઝવેરીને પાછા આપતા કહ્યું–અંગુઠીઓ બતાવો જોઉં.

ઝવેરીના હર્ષનો પાર રહ્યો નહિ, એકદમ ગયો. નવ ગ્રહે મઢેલી બે અંગુઠીઓ લઈ આવ્યો. અશ્વારને અંબાવતો બોલ્યોઃ એકેક અંગુઠી દશ દશ હજારની છે નામદાર! એમ? હા.

ઠીક, કહીને એક હાર તેણે પોતાના સાથીદારની ડોકમાં નાખ્યો. એક પોતે પહેરી લીધો, અંગુઠી એક પોતે પહેરી બીજી સાથીદારને આપી.

વહેપારી સમજ્યો, સોદો નક્કી થઈ ગયો. તે પેઢીમાં જઈ આંકડો બનાવી લાવ્યો. પ્રથમ અશ્વાર તરફ લંબાવ્યો.

શું છે? આ આંકડો.

કેટલા રૂપિઆ થયા? કુલ એક લાખ.

જાવ, તમારા બાદશાહ મહમદ બેગડાને જઇને તે આંકડો આપો.

કહેજો કે, સરવૈયા જેસો ને વેજો રૂપિઆ એક લાખનું ઝવેરાત ખરીદી ગયા છે, આંકડો ચૂકાવી આપો.

એ નહિ બને, માલ પાછો લાવો કાં રૂપિઆ આપો.

અરે જા કાછડીઆ ! કહીને દરબારે તરવાર ખેંચી. ઝવેરી બજારમાં હાહાકાર મચ્યો, વહેપારી ભાગીને પેઢી ઉપર ચડી ગયો. બેય ઘોડીઓ ઝવેરી બજારમાંથી ઉપડી કાપડ બજારમાં જઇને રોકાણી, એક કાપડીઆને જેસાજીએ કહ્યું: દોશી ! શેલા, શાલ, અને પાઘડીઓ છે ?

હા, કહીને કાપડીઓ કિંમતી શેલા, સાલ, અને સાફાઓની ગાંસડીઓ લઇ નીચે ઉતર્યો. ગાંસડીઓ ઘોડી પર અંબાવી બોલ્યો:— લ્યો આમાંથી પસંદ કરી લ્યો. દરેક ગાંસડીમાં કેટલા નંગો છે ?

દસ દસ. દરેક નંગની કિંમત ?

મંડીલ દીઠ ત્રણસો. શેલાના ત્રણસો, દરેક શાલના બસો બસો. રૂપિઆ.

બધા થઇને કેટલા રૂપીઆ થયા ? આઠ હજાર.

બસ જાવ, બાદશાહને કહેજો સોરઠમાંથી જેસો વેજો આવ્યા હતા તે આઠ હજારનું કાપડ ખરીદી ગયા છે, ચૂકવી દહેશે.

બાદશાહ શાના ચૂકવે ? વહેપારીએ હેબતાઇને પૂછ્યું.

કેમ ન ચૂકવે ? અમારા ચોસઠ ગામ ખાય છે ન ચૂકવે ને જાય ક્યાં. વેજાજી ચાલો કહીને જેસાજીએ ઘોડી મારી મુકી. વેજાજીએ તેની પાછળ ઘોડી ઉપાડી. કાપડીઆએ બૂમો પાડી માણસો એકઠા થઇ ગયા, બજારમાં હાહાકાર થઇ ગયો. કાઠિયાવાડના બે બહારવટીઓ ધોળે દિવસે વહેપારીઓને તલવારો બતાવી લાખો રૂપિઆનો માલ ઉઠાવી ગયા, બાદશાહ મહમદ બેગડાને કાને વાત પહોંચી. તેણે વહેપારીઓને માલના પૈસા ચૂકવી આપ્યા, એટલે મહાજન શાંત પડયું, બાદશાહે અશ્વારોને દોડાવ્યા.

લાખો રૂપિઆનો માલ લઇ જેસો વેજો અમદાવાદમાંથી નીકળી સોરઠની દિશામાં ઘોડીઓ દોડાવ્યે જતા હતા. તેવામાં તેઓએ પાછળ અમદાવાદી અશ્વારોના અશ્વોના ડાબલા ગાજતા સાંભળ્યા, ચમકીને પાછળ નજર કરી તો એક સો અશ્વારોને આવતા દીઠા.

વેજાજી આજ આપણે બે જણા આ એકસો અશ્વારો સાથે ધીંગાણું આદરીએ, તેઓને પાછા તગડીએ અથવા તો સામે પગલે ધીંગાણું કરતા મરી મટીએ જેસાજીએ જણાવ્યું.

હા, એમજ કરીએ. વેજાજી જેસાજીના મત સાથે સમંત થયો.

તો હવે ભાગવું શા માટે ? ચાલો તલવારો તાણી, માંગડાવાળાનું નામ લઈ સામે થાઓ. એમ કહી જેસાજીએ આવતી ફોજ સામે ઘોડી ઉભી રાખી, તરવાર તાણી. વેજાએ પણ એમજ કર્યું. ફોજ નિકટમાં આવી. એક તરફ જેસો વેજો, અને બીજી બાજુ એક સો, યુદ્ધ ચાલ્યું. જેસો વેજો તેઓ સામે શી રીતે ટકી શકે ? પરંતુ એકાએક માંગડાએ આવી શાહીસૈનિકોને ધોડા સોતા ફગાવવા માંડયા. એ પ્રકારથી તેઓ અપાર ભય પામ્યા, કેટલાએક મરાયા, બાકીના પ્રાણ બચાવવા ન્હાસી છુટ્યા.

જેસો વેજો વિજય મેળવી કુશળપણે ભાણીઆ ડુંગર પર પહોંચી ગયા, થોડો વખત તે સ્થળે વિશ્રાંતી લેતા રહ્યા. માંગડાવાળાની આજ્ઞા થતાં વળી પાછા તેઓ અમદાવાદ તરફ ઉપડયા.

---

## પ્રકરણ ૬ ઠું.

---

**દોહા.**

વડા મુખ વદે વચન, તેનો રાખે તોલ;
સાચા સજ્જન ચુકે નહિ, બોલે જે મુખ બોલ.

અંધારી રાત હતી. આખો દિવસ વાતાવરણમાં ગાજતો અમદાવાદનો રાજમહેલ અત્યારે શાંત હતો, રાજમહેલના મુખ્ય દ્વાર પર ખુલ્લી તલવારો ધારણ કરીને સૈનિકો આમ તેમ ટહેલતા ચોકી ભરી રહ્યા હતા, રાજભુવનની અંદર આવેલા મુખ્ય પ્રવેશ સ્થાનો પર, કાળદુત સમા હબસીઓ કરમાં ખુલ્લાં ખડગો પકડીને ઉભા હતા. આવા પાકા ચોકી પહેરા વચ્ચે રાજભુવનના એક શણગારેલા દિવાનખાનામાં બાદશાહ અને બેગમ પચરંગી પલંગમાં બિછાવેલા મશરૂના બિછાનામાં સુખપૂર્વક નિદ્રાધીન બની પડયા હતા એવામાં એકાએક તે દિવાનખાનાની પાછલી બારીએથી એક ઓળો અંદર ઉતરી આવતો દેખાયો, તે ઓળો એક પુરૂષનો હતો, તે પુરૂષે બુકાનીમાં તેની મુખાકૃતીને છુપાવી લીધી હતી. ફક્ત અંગારા જેવી એની બે ચક્ષુઓ ચમકતી હતી એના જમણા હાથમાં લાંબી તલવાર હતી, તેણે બારીપરથી ઉતરી અતી સાવચેતીથી પલંગ તરફ ડગલા ભરવા માંડયા. એના પગરવથી ભર નિદ્રામાં પડેલી બેગમ એકાએક ચમકીને જાગી ઉઠી, કોણ ? એના મુખમાંથી ધીરી પણ કારમી ચીસ નીકળી પડી.

ચૂપ ! આંગતૂક વ્યક્તિએ નાકે આંગળી લગાડી બેગમને મૌન રહેવા ધમકી આપી. બેગમ જાણી ગઇ કે, આટલી બધી ચોકી ઉલંઘી અહીં લગી આવી પહોંચનાર આ કોઇ સાધારણ પુરૂષ નહિ હોય. જો પોતે કંઇ હોહા કરશે તો અનર્થ થશે. એવા પ્રકારનું અનુમાન કરી તે બાદશાહ જાગે નહિ તે રીતે ધીરેથી પલંગ ઉપરથી નીચે ઉતરી એક તરફ ઉભેલા પેલા ભેદી પુરૂષની નિકટમાં ગઇ. બહેન ગભરાઇશ નહિ. હું તારો સગો ભાઇ છું એમ માનજે, તું અહીં એક તરફ ઉભી રહે, પુરૂષ વ્યક્તિએ બેગમને આશ્વાસન આપવા માંડ્યું.

ભાઈ! કાળના મૂખમાં જાણીજોઇને આવી પડવાની મૂર્ખતા કરનાર તું કોણ છે!

બહેન! સૌરાષ્ટ્રમાં આવેલ સરવૈયાવાડનો હું સરવૈયો ઠાકોર છું. મારૂં નામ જેસો, મારો ગિરાસ બાદશાહે ખાલસા કરાવ્યો છે, એથી આજ સાત સાત વરસથી હું મારાભાઈ વેજાને મદદમાં રાખી બહારવટું કરૂં છું.

આજકાલ જેના ભયથી આખી બાદશાહી હલમલી રહી છે, જેનું નામ સાંભળતાં બાદશાહી એકાઓ હામ હારી જાય છે, તે તું પોતે જ? હા, એ હું પોતેજ.

તે અત્યારે અહીં શા માટે આવ્યો છો ભાઈ?

હું બાદશાહનું ખૂન કરવા આવ્યો છું, બહેન તું એકબાજુ થઈજા અને મારૂં કામ પતાવી લેવા દે. આ વખત નકામી વાતો કરવાનો નથી.

ભલે ભાઈ ખુશીથી, તું જે ઈરાદે આવ્યો હો તે પુરો કરી લે પણ તેં મને બહેન કહી છે, એટલે ભાઇ તરીકે વીરપસલી દે, પછી આગળ વધજે, જોગમાયા તારી ફતેહ કરશે.

માગી લે બહેન જે જોઇએ તે માગી લે. જેસાજીએ જણાવ્યું.

એમ નહિ પહેલા કોલ દે, કે હું જે માગીશ તે તું કાપડામાં આપીશ. લે, આ કોલ, કહીને બહારવટીઆએ પોતાની વિશાળ બાહુ ઉંચી કરી બેગમના કોમળ પંજામાં તાલી દીધી.

જો ભાઈ જેસા, તું રજપૂતનો દિકરો છો, વચન દઇને ફરી જતો નહિ, રજપૂતાણીના જાયા આપેલા વચનનું પાલન કરવા પાછળ જીવન ઓવારી દે છે એ ખબર છે ને?

બહેન તું તારે માગી લે, હું શુદ્ધ ક્ષત્રિય પુત્ર છું, જો તું, કાપડામાં અમારા બેય ભાઇઓના માથા માગીશ તો તે ઉતારી આપવામાંય હું આનંદ માનીશ.

તમારા માથા નહિ, ભાઇ! મને કાપડામાં બાદશાહનું માથું દે, જો આપેલું વચન પાળવું હોય તો તેને અભય આપી પાછો વળીજા.

બહેન તેં મને છેતર્યો, આટલું બધું સાહસ કરીને હું અહીં આવ્યો, ત્યારે તેં વચને બાંધીને મારો આંટો અફળ કર્યો.

ભાઈ, હું તને વચન આપું છું કે, હું બાદશાહને સમજાવી તમારો ગીરાસ પાછો અપાવીશ.

જરૂર? જેસાએ પૂછ્યું.

હા, જરૂર ભલો થઇને તું અત્યારે જા.

બહેન, તારૂં નામ?

મારૂં નામ રાણીબા! અત્યારે તો મને સૌ રોશનઆરા તરિકે ઓળખે છે. ત્યારે તો તમે કોઈ રાજપૂત ઠાકોરની કુંવરી હશો?

હતી ખરી, હાલ હું હિન્દુ નહિ મુસલમાન છું. વટલીને સૂલતાનની બેગમ બની છું, તથાપિ મારી નસોમાંથી રાજપૂતોનું રક્ત સૂકાયું નથી, તારા જેવા રાજપૂતબંધુઓને માટે મારૂં દિલ હમેશાં દાઝે છે માટે જા ભાઈ જેસા તને આપેલો આજનો કોલ હું બરાબર પાળીશ.

જેસોજી બેગમને મસ્તક ઝુકાવીને ઉપડયો. જે બારીએથી દીવાનખાનામાં ઉતરી પડયો હતો તે બારી પર ચડ્યો. ત્યાં લટકાવી રાખેલ હીરની રસીને આધારે નીચે ઉતર્યો, નીચે વેજોજી એની વાટ જોતો ઉભો હતો. તેણે ઉત્સુક્તાથી પૂછ્યું.

કેમ મોટાભાઈ! કામ ફતેહ થયું?

નહિ, બેગમ જાગી ગઈ, અહીંથી ચાલ, માર્ગમાં નિરાંતે સઘળી વાત કહી સંભળાવીશ, જેસાજીએ જણાવ્યું.

ઉભય બંધુઓ સાત સાત થરી ચોકીઓ વટાવી, જે માર્ગથી આવ્યા હતા તે માર્ગથી પાછા બહાર નીકળી ગયા, તેઓ માંગડાભૂતની સહાયતાથી નિર્ભય થયા હતા. માંગડાએ તેઓને વચન આપ્યું હતું કે, આજની રાત તમો અમદાવાદ જઈ બાદશાહી મહેલમાં પ્રવેશ કરશો તો બાદશાહ અને બેગમ એ બે સિવાય ત્રીજું કોઈ તમોને દેખી શકશે નહિ એથીજ તેઓ ગીરમાંથી અમદાવાદ આવી પહોંચ્યા. ગામ બહાર ઘોડીઓ રાખી. અર્ધ નિશાએ માણેકચોકમાં આવેલા શાહી મહેલમાં ગયા, વેજો નીચે ઉભો, જેસો જે દીવાનખાનામાં બાદશાહ અને બેગમ હતા તે દીવાનખાના પર ચડી ગયો, જો બેગમ ન જાગી ઉઠી હોત અને જેસાજીને વચને ન બાંધી લીધો હોત તો તે અવશ્ય નવાજુની કરીનેજ મહેલ બહાર નીકળ્યો હોત.

રાજભુવન બહાર નીકળી અમદાવાદની બંધ બજારો વીંધી તેઓ જે સ્થળે ઘોડીઓ હતી તે સ્થળે પહોંચ્યા. ઘોડીઓ પર ચડી સોરઠ તરફ ચાલતા થયા. માર્ગમાં જેસાજીએ વેજાજીને સઘળી વાત કહી સંભળાવી.

## પ્રકરણ ૭ મું.

### બહારવટું પત્યું.

જેસો વેજો જોડ, સમાન સરવૈયા તણી,
કામા કીધા કરોડ, કરમીવટના કવટાઉત.

ગીરમાં જઇને જેસાજીએ સઘળી બીના માંગડાભૂતને કહી. માંગડાએ તેથી પ્રસન્ન થઇને જણાવ્યું કે, ધન્ય છે જેસાજી, તારી જનેતાને ધન્યવાદ છે, રાણી જાયો દીધેલા કોલથી કદાપિ ચળીત થતો નથી, તેં બેગમને દીધેલ બોલ પાળવા ખાતર બાદશાહને અભયદાન

દીધું, એ સાંભળી મને સંતોષ થયો છે. તારી આ, નીતિનો બદલો હવે તને અતી અલ્પ સમયમાંજ મળશે.

એ પછી પણ જેસા વેજાએ બાદશાહી હદમાં રંજાડો શરૂ રાખી હતી, બાદશાહ મહમદ બેગડાને કાને બહારવટીઆ જેસા વેજાની બૂમો નિત્ય આવતી હતી, બેગમ બાદશાહને વારે વારે સમજાવતી કે—

એ બહારવટીઆ મારા બંધુઓ છે, મારે ખાતર એના ગુનાહો માફ કરો, તેઓને મનાવી, તેઓની ખૂંચવી લીધેલી જાગીર પાછી સોંપો. બાદશાહ બેગમની એ વાતને હસી કહાડતો હતો એવામાં એક પ્રકાર એવો બન્યો કે, બાદશાહથી બહારવટીઆઓને માફી અપાઈ ગઈ.

ચોમાસાની ઋતુ હતી, અષાઢી મેહુલો તોફાનીપણે વરસી રહ્યો હતો, ઘોર અંધારી અર્ધ રાત્રિ હતી, અમદાવાદમાં મુશળધારે પાણી પડી રહ્યું હતું, ગગનમાં વિદ્યુત ચમકારા અને કારમા કડાકા થતા હતા, એવી બિહામણી રાતે બેગમ અને બાદશાહ શાહી મહેલના ઝરૂખામાં જાગતા બેઠા હતા, બાદશાહે બહાર દૃષ્ટિ કરી. નિશાનો ભયાનક દેખાવ અવલોકી બેગમને પૂછ્યું—

આવી વેળાએ તારા ભાઇઓ આવ્યા હોય તો ?

આવ્યા હોય તો શું ? નિત્ય રાતે આવે છે, પરંતુ મારા સૌભાગ્યનો વિચાર કરીને પાછા વળી જાય છે નહિ તો અત્યારે ક્યારનાય કંઈનું કંઇ કરી બેઠા હોત. બેગમના વાક્યો સાંભળી બાદશાહ હસી પડ્યો, અરે બેગમ ! તને ખબર છે, સાબરમતીના કિલ્લામાં પરંદોય પેસી શકે નહિ, બિચારા તારા ભાઇઓની તાકાત નથી કે રાત વખતે અમદાવાદમાં આવી શકે, વખતે શહેરમાં આવે તો પણ સાત સાત થરી ચોકીથી વેસ્ટાયેલા આ રાજમહેલ સુધી આવવામાં કદાપી ફાવીજ શકે નહિ.

એમ જોવું છે? મારા ભાઇઓ અત્યારે પણ આટલામાંજ ઘૂમતા હશે, બોલાવું? બેગમે મશ્કરીમાં કહ્યું.

બોલાવ જોઉં, જો બોલે તો તેઓની જાગિર પાછી આપી દઉં.

ભાઈ જેસા, વેજા, બેગમે ધીરી બૂમ પાડી. તે આગળ બોલવા જતી હતી એટલામાં નીચેથી અવાજ સંભળાયો, કેમ બહેન?

એ અવાજ સાંભળીને બેગમ પણ આશ્ચર્ય વિમૂઢ બની ગઇ, એ કોણ? એણે ભરડાતે સ્વરે પૂછ્યું, એ તો અમે તારા ભાઇઓ, બહારવટીઆ જેસો વેજો નીચેથી નાદ આવ્યો.

બેગમ રાજી રાજી થઈ ગઇ, તે બાદશાહને કહેવા લાગી. લ્યો હવે તેઓની જાગીર પાછી સોંપી દ્યો.

બાદશાહ ભયથી કંપતો હતો. તેણે કહ્યું તારા ભાઇઓને કહી દે, આવતી પ્રભાતે કચેરીમાં આવે, હું તેઓની જાગીર પાછી સોંપી દઇશ.

બેગમે બૂમ પાડીને કહ્યું–ભાઇ જેસાજી, તમો વેજાજીને સાથે લઈ પ્રભાતે બાદશાહની કચેરીમાં જજો. બાદશાહ તમારી સાથે સલાહ કરી લેશે.

બહુ સારૂ બહેન! પણ જો બાદશાહ અમોને કચેરીમાં બોલાવી દગો રમશે તો અમે કચેરી વચ્ચે એનું માથું ઉડાવી દેશું.

નહિ ભાઇ, દગો નહિ થાય, બેગમે ખાત્રી આપી, ઠીક ત્યારે અત્યારે અમો જઇએ છીએ.

બાદશાહે એ છેલ્લા વાકયો સંભળાયા પછી ઘણી વારે બહાર દૃષ્ટિ કરી. પરંતુ અંધકાર સિવાય કંઇ જોવામાં આવ્યું નહિ. એને બેગમની સઘળી વાતો સત્ય લાગી. જો તે, બહારવટીઆઓને નહિ મનાવી લે, તો રાત વખતે આવી, તેઓ પોતાનું ખૂન કરશે એવા ભયથી ભયભીત થઈ તેણે પ્રભાતે તેઓ સાથે સુલેહ કરી લેવાનો દૃઢ

નિશ્ચય કરી લીધો. બાકીની રાત તેણે જાગ્રતવસ્થામાંજ વ્યતિત કરી પ્રભાતે તે કચેરીમાં ગયો.

ગઇ નિશાએ બેગમ સામે અવાજ કરનાર જેસો વેજો નહિ કિંતુ માંગડોભૂત હતો. તેણે અંતરિક્ષથી બેગમને જેસા બદલે હોંકારો આપી, જાગિર પાછી મેળવવાનો માર્ગ કરી નાખ્યો. અને બીજી તરફથી જેસા વેજાને કહ્યું–તમો આવતી પ્રભાતે અમદાવાદની કચેરીમાં પહોંચી જાઓ, બાદશાહ તમારી સાથે સમાધાન કરી, તમારી જાગિર પાછી સોંપી દહેશે.

માંગડાવાળાની આજ્ઞા થતાં જેસો વેજો ગીરમાંથી ઉપડયા. પ્રભાતે અમદાવાદની કચેરીમાં જઇ પહોંચ્યા. બાદશાહ મહમદ બેગડાએ તેઓને આવકાર આપી બેસાડયા. હાથ મીલાવી જુનાગઢના થાણદાર પર એક રૂકકો લખાવી આપ્યો. તેમાં લખ્યું હતું કે, જેસા વેજાના જેટલા ગામો હોય તેટલા પાછા આપી દહેજો. તે રૂકકો જેસાજીના હાથમાં આપી તેઓને ઉત્તમોત્તમ પોષાકો આપ્યા, અને મૈત્રી બાંધી. કચેરી બરખાસ્ત થતાં બાદશાહ તેઓને પોતાની સાથે ઝનાનખાનામાં તેડી ગયો. જેસો વેજો બેગમને મળ્યા, બેગમ પોતાના ભાઇઓને જાગિર પાછી મળવાથી અપાર આનંદ પામી. જેસો વેજો બે ચાર દિવસ અમદાવાદમાં રહી બહેનને કાપડું દઇ, સોરઠ તરફ ચાલી નીકળ્યા.

સોરઠમાં આવીને જેસા વેજાએ ચોસઠ ગામો મેળવી લીધા. જે ભૂતની સહાયતાવડે તેઓ બહારવટામાં વિજય પામ્યા હતા. તે માંગડા ભૂત, તથા પદમાવતીની પ્રતિમાઓ તેઓએ ભાણીઆ ડુંગર પર સ્થાપી, પ્રથમ માંગડા ભૂતનું પૂજન કરી, તેઓ પોતાની જાગિર સંભાળવા ગયા.



## પ્રકરણ ૮ મું.

### કુટુંબ કલેશ.

રોયું રણમલીયા, માથે કર મેલી કરી;
સોરઠ સરવૈયા, તું જાતાં જેસાઉત.

બહારવટાની પતાવટ પછી જેસાજીએ બાદશાહ તરફથી પાછા મળેલાં પોતાના ચોસઠ ગામોના બે સરખા ભાગો પાડયાં, બત્રીસ પોતે રાખ્યા અને બત્રીસ વેજોજીને આપ્યા, જાગીરની આવી સરખી વહેંચણી કરવાનું કારણ જાણવા માટે જેસાજીના પક્ષકારોએ પૂછ્યું કે—

જેસાજી ! ચોસઠ ગામની જાગિરના ખરા હક્કદાર તમો એકલાજ છો. આપણા રાજપૂત રિવાજ પ્રમાણે જે ટીલાયત કિંવા વડીલ હોય તેનેજ પિતાની જાગિર મળે. બાકીના ફટાયાઓને તે એકાદ બે, ગામો ગિરાસમાં આપે, વેજાજીને તમારા તરફથી માત્ર એકજ ગામ ગિરાસમાં અપાવું જોઇએ તેને બદલે અર્ધોઅર્ધ ભાગ કાઢી આપ્યો તેનું કારણ શું ?

જવાબમાં જેસાજીએ જણાવ્યું કે–વેજાજીએ બહારવટામાં મારી પડખે રહી, અર્ધો અર્ધ પરાક્રમો બતાવ્યા છે, અમારી ઉભયની મહેનતને યોગેજ અમોએ ગુમાવેલી જાગિર પાછી મેળવી છે. એટલા માટેજ મેં વેજાજીને અર્ધો ભાગ આપ્યો છે.

ગીરાસની સમાન વહેંચણી થઇ ગયા પછી વેજાજી હાથસણી ગામે જઈ પોતાને મળેલા બત્રીસ ગામો પર રાજ્ય ચલાવવા લાગ્યો, અને જેસાજીએ પોતાના નામ પરથી જેસર નામે એક ન્હાનકડું નગર વસાવીને ત્યાં વસવાટ કર્યો. ઉભય બંધુઓ સુખપૂર્વક રાજ્ય કરતા હતા, પરંતુ ઇર્ષાળુ મનુષ્યોએ તેઓના અમૃતમયી જીવનમાં હળાહળ-ઝેર રેડી દીધું.

વેજાજી સરવૈયાને તેના સહોદરોએ ભરમાવ્યો કે, તારા ભાઇ જેસાજીએ તારા ભોળાપણાનો લાભ લઇ સારા સારા ગામો તેણે રાખ્યા અને જેટલા ડુંગરી તેમજ ખરાબ ગામો હતા એટલા તને આપ્યા.

વેજાજી ભરમાયો, એણે જેસાજી પાસે જઈ કહ્યું–ભાઈ! હાથસણી નીચેના ગામો તમે લઇ લ્યો અને જેસર નીચેના બત્રીસ ગામો મને દઇ દ્યો. જેસાજીએ જરાપણ આનાકાની કર્યા સિવાય જેસરમાંથી ઉચાળા ભર્યા, તે હાથસણી જઈ રહ્યો, વેજાજીએ જેસરમાં આવી રહેવા માંડયું. એ વખતથી ઉભય બંધુઓ વચ્ચે કુટુંબ કલેશ જાગ્યો. એવામાં એક વખત એ કલેશને મજબુત બનાવે એવો એક બનાવ બન્યો. વેજાજીનો એક પુત્ર જેસાજીને મળવા માટે હાથસણી ગયો, ત્યાં તે બહુજ બિમાર પડયો. જેસાજીએ ઘણી સારવાર કરી કિન્તુ કુમારનું અવસાન થયું, એ સમાચાર જેસર પહોંચ્યા, ત્યારે વેજાજીની રાણીએ વ્હેમવશ બનીને જણાવ્યું કે, એ કાળમૂખા જેસાજીએ જાણી જોઇને મારા કુંવરને મારી નાખ્યો, વેજાજીએ તેને ઘણી ઘણી રીતે સમજાવી પરંતુ તેનો વ્હેમ દુર થયો નહિ.

ઉપરોક્ત ઘટના ઘટી ગયાને એકાદ વરસ વીતી ગયું. હાથસણીમાં જેસાજીના કુમાર રણમલજીના લગ્ન લેવાયા. સગા સંબંધીઓને કુંકુંમ પત્રિકાઓ પાઠવી, માંડવા મુહુર્ત પ્રસંગે સઘળા સગા કુટુંબીઓ આવી ગયા પણ વેજાજી અથવા તેના ગામ જેસરમાંથી કોઇ આવ્યું નહિ. કારણકે વેજાજીના અંતરમાં એવો ભય હતો કે, મારો પુત્ર જેસાજીને આંગણે ગુજરી ગયો છે તેનો તેની માતાને અવળો વ્હેમ પડયો છે. એટલે જો હું હાથસણી જઇશ તો નકામો કંકાસ ઉઠશે. એવા વિચારથી તે હાથસણી આવ્યો નહોતો. રણમલને પીઠી ચોળી, પણ એને એના કાકા સિવાય લગ્નમાં રસ પડે તેમ નહોતું, તેથી તેણે તેના પિતાને કહ્યું.

બાપુ ! વેજાજી કાકા રીસાણા લાગે છે. જો તમો રજા આપો તો આજને આજ જેસર જઈ આવતી પ્રભાતે કાકાને તેડી આવું.

બેટા, આજ રાતે તારૂં ફુલેકું છે, બીજા કોઈ માણસને મોકલીએ, જેસાજીએ કહ્યું.

પણ રણમલે હઠ પકડી એટલે જેસાજીએ તેને જવાની રજા આપી. એક પાણીદાર ઘોડી પર આરૂઢ થઇને પીઠીભર્યો રણમલ ઉપડયો. બરાબર જેસરની સીમમાં જતાં ડાબા હરણા ઉતર્યા, ગામના દરવાજા આગળ પહોંચતા એક એરૂ આડો ઉતર્યો, ગામની જમણી દીશાએ ભેરવો કળકળી ઉઠી, એક વિધવા પનીહારી સામે મળી, ગામમાંથી એક નિશસ્ત્ર રાજપૂત અશ્વરોહી મળ્યો, વગર ત્રિપૂંડનો વિપ્ર સામો આવતો જોયો. એ બધું જોઇને રણમલનું હૃદય ભય પામવા લાગ્યું, આ શું કહેવાય ? કાકાને ઘરે જતાં મને આટલા બધાં અપશુકનો કાં થાય છે ? નારે ના, એ બધા માણસોએ જોડી કાઢેલા વ્હેમો છે, મારા કાકા મને તેના પુત્રો કરતાં વધારે વહાલથી ચહાય છે એને આંગણે મારૂં કશું અહીત થાય નહિ.

રણમલ જેસરના દરબારગઢમાં પહોંચ્યો, ભત્રિજાને અવલોકીને વેજાજીને અપાર આનંદ થયો.

ભત્રીજાને સર્વના કુશળ વર્તમાન પૂછ્યા પછી આગમનનું કારણ પુછ્યું એટલે રણમલે જણાવ્યું કેઃ—કાકા ! તમોંને કંકોત્રી લખી છતાં આવ્યા નહિ એટલે હું તેડવા આવ્યો છું.

રણમલના આગમનનું કારણ જાણી વેજાજીએ જણાવ્યું કે—આપણે આવતી પ્રભાતે જશું, એ પછી એણે એ રાતે રણમલનું આખા જેસરમાં ધામધુમથી ફુલેકું ફેરવ્યું, મોડી રાતે ફુલેકું ઉતર્યું, એટલે કાકો ભત્રીજો એક પલંગપર સાથેજ નિંદ્રાધીન થયા.

રણમલ થાકેલો હોવાથી પળવારમાં ગાઢ નિંદ્રામાં પડયો. વેજાજીને પણ ઉંઘ આવી ગઇ, એ વખતે એક વ્યક્તિ હાથમાં ઉઘાડી તલવાર લઈ, પલંગ આગળ આવી ઉભી. એ વ્યક્તિ અન્ય નહિ વેજાજીની રાણી હતી; જ્યારથી રણમલ આવ્યો ત્યારથી તે તેનો શિરચ્છેદ કરી નાખવા તલપી રહી હતી, તે અંતરગત ધુંધવાતી હતી કે રણમલનો નાશ કરીને હું મારા લ્હાડકવાયાનું વેર લઇશ. મારા પુત્રને હાથસણીમાં જેસાજીએ માર્યો, આજ મારે આંગણે આવેલા રણમલનો જીવ હું લઇશ. એમ બોલીને એણે રણમલની રૂપાળી ગર્દન ઉપર તલવાર ઝીંકી. એકજ ઘાએ, રણમલનું મસ્તક ધડથી જુદું થઇ પડયું.

---

## પ્રકરણ ૯ મું.

---

### જેસા વેજાનો અંત.

બેય બાંધવે બાંધીઓ, તડોવડનો તંત;
તેથી જેસા વેજા તણો, વહેલો આવ્યો અંત.

રણમલનો શિરચ્છેદ કરીને રાણી જે માર્ગેથી આવી હતી તે માર્ગથી રણવાસમાં ચાલી ગઇ. એના જવા પછી તુર્ત જ વેજાજી જાગી ઉઠયો. આખી પથારી રૂધીરથી ભીંજાઈ ગઈ હતી, વેજાજીએ જાગીને જોયું તો રણમલના ધડ શીશ જુદા પડયા છે. આ હત્યારૂં કર્મ કરનાર કોણ ? તે તેને તત્કાળ સમજાઇ આવ્યું, તે રોષાવેશમાં ઉઠી રણવાસમાં ગયો, ત્યાં જઇ જુએ છે તો રાણી હજુ રણમલના રૂધીરે રંગાયેલી તલવાર હાથમાં પકડી ઉભી છે. વેજાજીએ રૌદ્ર સ્વરે પૂછયું.

ડાકીણી, મારા ભત્રિજાનું ખુન ?

હા, હા, ખૂન. મારા પ્યારા પુત્રનું ખૂન જેસાજીએ કર્યું હતું, આજ એના પીડીભર્યા રણમલને રહેંસી નાખીને મેં વેરનો બદલો લીધો.

વેજાજીએ રાણીના વાકયોથી ક્રોધક્રાન્ત બની તેના હાથમાંથી રણમલના રૂધીરે રંગાયેલી તલવાર ઝુંટવી તેની ગર્દનપર ઝટકાવી એકજવારે રાણીનું માથું ઉડાવી દીધું.

પ્રભાતે વેજાજીએ પોતાના સાથીઓને સર્વ વાત જણાવી, રણુ-મલના મૃત્યુથી સર્વને અપાર કમ્પારી છુટી, તમામે પુષ્કળ વિલાપ કર્યો, વેજાજીએ રાણી તથા રણમલના શબોને અગ્નિસંસ્કારે પહોંચાડીને તમામ સરવૈયાઓને એકઠા કરીને જણાવ્યું.

ભાઇઓ! હવે આપણું આવી બન્યું. જે ઘડીએ જેસાજીને રણુ-મલના અવસાન સમાચાર મળશે તે ઘડીએ તે આપણા ઉપર ચડાઈ કરશે. ભયંકર લડાઇ થશે. આપણા વેરમાં જેસરની નિર્દોષ વસ્તીનો પણ નાશ થશે. તે કરતા આપણે જેસરમાંથી નિકળી જઇએ, ગીરમાં જઇ વેજલકોટમાં રહીએ.

વેજાજીના રાજપૂતોને એ વાત પસંદ પડી, એટલે વેજાજી તેઓને લઇ, સ્ત્રી બાળકોને જેસરમાં જ રહેવા દઈ ગીર તરફ કુચ કરી ગયો, ગીરમાં જે વેજલકોટમાં રહીને તે તેના બંધુ જેસા સાથે બાર બાર વરસ લગી બાદશાહ સામે બહારવટું કર્યું હતું, તે વેજલકોટનો આજ તેણે તેના સાથીદાર જેસાજીથી બચવા માટે આશ્રય લીધો.

જેસાજીને રણમલનું ખૂન થયાના સમાચાર મળ્યા, વાજીરાણીએ ઉંઘતા રણમલનો ઘાત કીધો એ વાત સાંભળીને રણમલના લગ્નમાં ભાગ લેવા આવેલા એના મોસાળીયાઓના લોહી ઉકળી આવ્યા, તેઓ જેસર પર ચડાઈ કરી જવા તૈયાર થયા. જેસાજીએ તેઓને સમજાવ્યા કે—

રણમલનું ખૂન કરનાર વેજાજી નહિ તેની રાણી છે, તેને તેના અપરાધની શિક્ષા વેજાજીએ કરી છે, સ્ત્રીહત્યાનું ભયંકર પાતક વહોરીને પણ તેણે પોતાના પ્યારા ભત્રીજાનું ખૂન કરનાર રાણીને ઠાર કરી છે. હવે આપણે વેજાજી ઉપર શા માટે ચડાઇ કરવી જોઇએ ?

એ વાત ખરી છે, રણમલને મારનાર રાણી હતી, પરંતુ વેજાજીએ પ્રથમથી ગિરાસની વ્હેંચણીનો પ્રશ્ન ઉપસ્થિત કરી વેરના વિષમ બીજ ન વાવ્યા હોત તો આવું પરિણામ આવત નહિ. અમો રણમલના ખૂન માટે વેજાજીનેજ જવાબદાર ગણીએ છીએ એવું જણાવી તેઓએ જેસર તરફ કુચ કરી.

જેસાજીએ જાણ્યું કે વેજાજી નિર્દોશ છે, પરંતુ જો હું રણમલના મોસાળીયાઓ સાથે મળી તેની સામે લડવા નહિ જાઉં તો જગતની નજરમાં ભીરૂ ગણાઇશ. એમ વિચારી તે પણ તેના માણુસો લઇ રણમલના મોસાળીયાઓની મોખરે થઇ જેસર તરફ ચાલ્યો. સઘળા જેસર પહોંચ્યા, ત્યારે ખબર મળ્યા કે વેજાજી તેના સરવૈયાઓને લઈ વેજલકોટ જઇ રહ્યો છે. અહીં એકલા સ્ત્રી બાળકોજ છે.

રણમલના મોસાળીયાઓ ખુશખુશાલ બની પોકારી ઉઠયા. ઠીક લાગ મળ્યો છે. જેસરમાં સરવૈયાઓના જેટલા બાળકો હોય એટલાને કાપી નાખીએ. એક રણમલને બદલે વેજાનો વંશ કાઢી નાખીએ, તેઓ ગામમાં જવા તૈયાર થયા. જેસો તેઓ સામે તલવાર તાણી બાલ્યો.

ખબરદાર ! વેજો મારો દુશ્મન નહિ ભાઈ છે, એનો વંશ કાઢવા ઇચ્છનારના માથા મારી તલવાર જુદા કરી નાખશે.

જેસાજીના પડકારથી રણમલના મોસાળીયાઓએ જેસરમાં

જવાનો વિચાર માંડી વાળ્યો, ત્યાંથી તમામ ગીર તરફ ઉપડયા, કેટલાએક દિવસે ગીરમાં વેજલકોટ નજીક પહોંચ્યા.

વેજલકોટ નજીક વેજો એકલો શિકારે નિકળ્યો છે, એક વરાહની પાછળ પડયો છે, એટલામાં એને કાને અવાજ અથડાયો.

વેજા! એ વરાહ તારાથી નહિ મરે, એના ખોળીયામાં રણુમલનો આત્મા છે.

ચમકીને વેજાએ જે તરફથી અવાજ આવ્યો તે તરફ જોયું તો જેસાજીને અગણીત અશ્વારોની આગળ પોતાની ભણે આવતો જોયો. સામટા શત્રુઓ નિહાળી તે ન્હાસી છુટયો. જેસાજી તથા તેના સાથીદારો તેની પાછળ થયા. ગીરના ગીચ માર્ગોથી અજાણ્યા જેસાજીના માણસો વેજાજીની પાછળ જવાને બદલે થાપ ખાઈ આડે માર્ગે ઉતરી ગયા, કિન્તુઃ જેસાજી, વેજાજીની પાછળ ને પાછળ જ રહ્યો.

વેજો પહાડી ખીણો વટાવતો ભાણીઆ ડુંગરની ટોચ પર ચડી ગયો. હવે કોઇ અહીં આવી શકશે નહિ એમ ધારી છુટકારાનો દમ ખેંચતો હતો એટલામાં કાળદુત સમા જેસાને તેણે તેની સમક્ષ આવી ઉભેલો જોયો.

મોટા ભાઇ! જો તમોને રણમલના ખૂનનો વ્હેમ મારા ઉપર હોય તો ખુશીથી મને મારી નાખો. એમ કહીને વેજાએ જેસાજી સમક્ષ મસ્તક ઝુકાવ્યું.

જેસાજીએ વેજાના નમેલા મસ્તકપર વ્હાલપૂર્વક કર મુકીને કહ્યું. ભાઇ! હું જાણું છું કે તું નિર્દોષ છે, પરંતુ મને લાગે કે હવે આપણા આયુષ્યના દિવસો પુરા થયા છે, આપણા કુટુમ્બ વચ્ચે જાગેલો વેનેર દાવાનળ આપણા ઉભયના મૃત્યુથી ઓલાશે.

એટલે આપની શી આજ્ઞા છે? વેજાએ ગદ્દગદ્દ કંઠે પૂછ્યું, મરવા તૈયાર થા, આપણે સાથે રહીને અમરેલીનું સુખ ભોગવ્યું, સાથે રહ્યા, અને આવ્ય આજ સ્હામસ્હામા લડીને સાથેજ મરીએ.

આપની આજ્ઞા ઉઠાવવા હું તૈયાર છું.

તો પહેલો ઘા કર.

નહિ તમો વડીલ, પહેલો ઘા તમારો.

એમ નહિ પહેલો ઘા તારો.

તો લ્યો, જેવી વડીલની આજ્ઞા, કહીને વેજાએ જેસાની સામે તલવારનો વાર કર્યો, પણ ઘા થયો નહિ, ફળામાં તલવાર ખણણુ કરતી દુર જઇ પડી, હાથમાં મુઠ રહી.

આ શું? વેજાએ વિસ્મયતાથી પૂછ્યું.

એ તારા પાપ, બહારવટામાં તેં અનેક પાપો કર્યા હતા. સાંભરે છે. ગંગદાસ કાકાનું માથું કાપવા તૈયાર થયો હતો? બીજો ઘા કર.

હવે નહિ! હવે તમે ઘા કરો પછીજ હું ઘા કરીશ, મારો ઘા પડયા પછી તું જીવતો રહીશ નહિ, પછી મને કોણ મારશે? આપઘાત કરી મરવું પડે તો જીવ ભૂત સરજાય.

એમ નહિ થાય, મારૂ માથું પૃથ્વિ પર પડશે તોય હું તમને મારીશ, જીવતા નહિ રહેવા દઉં.

એમ?

હા.

દે કોલ?

લ્યો, વેજાએ કોલ દીધો, અને જેસાએ તલવાર ઝીકી. એકજ વારથી વેજાનું મસ્તક ધડ પરથી ઉડી દુર જઇ પડયું, શુરવીર વેજાનું ધડ પડયું નહિ, જેસા સામે ઝુઝવા મંડયું, હાથમાં પકડેલ મુઠયનો

ઘા થયો. એકજ ઘાએ જેસાની ખોપરી તોડી નાખી. મરણ પામીને તે પણ વેજા સાથે ધરણીપર ઢળી પડ્યો.

જેસા વેજો પડયા તે પછી થોડીવારે ઉભયના સાથીદારો આવી પહોંચ્યા, તેઓએ ઉભય બંધુઓને પડેલા અવલોકયા. હવે લડવાનું કારણ નહોતું. ઉભયપક્ષે મળીને જેસા વેજાના મૃતદેહોને અંતીમ સંસ્કારે પહોંચાડયા. જે ડુંગરપર તેઓ મરાયા તે ડુંગરપર તેઓના પાળીયાઓ બેસાર્યા. કાઠિયાવાડમાં જેસા વેજાની અડગતાના ભારે વખાણ થાય છે. બાદશાહ સ્હામે તેઓ અણનમ રહ્યા હતા એટલેજ કહેવાય છે કે—

રાંધતા રંધાણો નહિ, ઇ ચાવતા કેમ ચવાય ?
મામદના મુખમાંય, કોરડુ રહી ગયો કવટાઉત.

મહમદ બેગડો ગુજરાત કાઠિયાવાડના સઘળા રાજવીઓને વશ કરી શકયો હતો, કવટાજીનો પુત્ર જેસોજી એકજ અણનમ રહ્યો હતો.

જેસાવેજાના વંશજો સરવૈયાવાડના છાસઠ ગામોમાં નિવાસ કરી રહ્યા છે, તેની જાગિર તેઓના લાખો વંશજો વચ્ચે વહેંચાઈ ગઇ છે.

ભાણીઆ ડુંગરપર જેસા, વેજા તથા માંગડાવાળા અને પદમાવતીના પાળીયાઓ છે. માંગડાવાળા વિષે વિશેષ હકીકત જાણવા ઇચ્છનારે અમારે ત્યાંથી માંગડાવાળાની, વાર્તા મગાવી વાંચી લેવાની વિનંતી સહ વિરમીએ છીએ.



વસંત પ્રીં. પ્રેસ—અમદાવાદ.